# સર સૈયદ એહેમદનું ચરિત્ર.



કિંમત ૮ આના.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રંથમાળા નં. ૩.

# સર સૈયદ એહેમદનું ચરિત્ર.

કર્તા.

મી. મેહબુબમીયાં ઈમામબક્ષ કાદરી.

બી એ., એલ એલ બી,

સબ જડ્જ-ઊમરેઠ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ,

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સવત ૧૯૬૯ સન ૧૯૧૩.

કિંમત ૮ આના.

## મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

---

મુસલમાન કોમમા સાંસારિક ગેતરીવાજોમા સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રસાર થાય તેવા પુસ્તકો ઇનામ આપીને રચાવવા માટે કાઠિઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમા રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્ત્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ રૂ૦ ૨૫૦૦) ની ત્રણ ટકાની સરકારી પ્રામીસરી નોટો સન ૧૯૦૩ મા સોસાઇટી હસ્તક સોપી હતી. ફડની આવકમા કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તેજ સાલમા સદરહુ નોટો વેચી તેના અમદાવાદ મ્યુનિસિપાલિટીના સવાચાર ટકાના રૂ ૨૨૦૦) ના ડીબેચરો લીધા છે તેના વ્યાજમાથી "**મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા**"ના નામથી આજ સુધીમા નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યા છે —

૧. મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સબધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો

૨ ઇસ્લામનો ભરતીઓટ

૩. સર સૈયદ એહેમદનુ જીવન ચરિત્ર.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી ઑફિસ,**

**અમદાવાદ, તા. ૨૫-૬-૧૯૧૩.**

અનુકૂળ થઇ પોતાની ઉન્નતિ કરી શકે તેને માટે ઉપાયો યોજવા લાગ્યા. જૂની પદ્ધતિમા ઉછરેલા એક માણસને આવા વિચારો ઉત્પન્ન થાય તેજ એની ખરેખરી મોટાઇના લક્ષણો હતા તેમની આગળ જે મહાભારત કામ કરવાનુ હતુ તે એ હતુ કે એક વિજયી પ્રજાને પરાધીન પ્રજા તરીકે સુખી જીવન શી રીતે ગાળવુ એ શિક્ષણ મુસલમાનોને આપવાનુ હતુ આને માટે રહેણીકરણીમાં કેવા ફેરફારો કરવાની જરૂર હતી, તે સહજ સમજી શકાય એવુ હતુ. અને સર સૈયદે પોતાના નિસ્વાર્થી પ્રયાસોમા જેને માટે તેઓ ઉદ્યોગ કરતા હતા તેમનીજ તરફથી જે સંકટો વેઠયા તેનુ કારણ પણ તેજ હતુ પોતાના વિચારોમા દૃઢ હોવાથી અને સ્વજાતિ પ્રેમમા લીન થએલા હોવાથી એ મહા પુરૂષે કોઇપણ આક્ષેપની દરકાર કરી નહી અને ઉદ્યોગમાં મચી રહ્યા

છેવટે બળવાની શાન્તિ થયા પછી મુસલમાન પ્રજાને તેમના થોડાક આડે માર્ગે દોરાએલા ભાઇઓના પાપમા જે અવિશ્વાસીપણાના ભોગ થવુ પડયુ હતુ તે બીના સર સૈયદે પોતાની આંખે જોઇને તે સંકટ ટાળવા સારૂ પોતાની કોમના ખરી લાગણીઓથી રાજ્ય કર્તા પ્રજાને વાકેફ કરવા અહોનિશ પ્રયત્નો આગળ વધાર્યા અને ઇસ્લામ ધર્મની આજ્ઞાઓ ખ્રિસ્તી રાજ્ય કર્તાઓને વફાદાર રહેવા બાબતની હતી તે બતાવી આપ્યુ વળી મુસલમાનો યુરોપીઅનો સાથે પરિચય રાખે તેમા ધર્મનો બાધ કશો નથી એ વાત પણ ધર્મના સિદ્ધાતોથી સાબિત કરવાની કોશેશ કરી જો કે તે વેળા સર સૈયદ સિવાય થોડાકજ આવા પરિચયની ખરી કીમત જાણતા હશે તોપણ હાલ એની મહત્વતા એક સિદ્ધ થએલી વાત છે તે આપણે સારી પેઠે જાણીએ છીએ. પરતુ સોબતની અસર ધર્મ કરતા વિશેષ હોય છે એ સિદ્ધાંત પ્રમાણે મુસલમાનો હિંદુભાઇઓની સોબતમા સેંકડો વરસોથી રહેતા આવેલા હોવાથી પરધર્મીનુ પાણી વગેરે ગ્રહણ કરવામા વટાળ સમજવા લાગ્યા હતા અને તે તેમનો સ્વભાવજ પડી ગયો હતો જો કે

બીજા દેશોમા રહેતા તેમના સ્વધર્મીઓ ખ્રિસ્તીઓ સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખવામા બાધ ગણતા નહોતા આ કારણને લીધે જ્યારે સર સૈયદે યુરોપીઅનો સાથે પરિચય વધારવાના ઇરાદાથી ખાવા પીવાના વ્યવહારનો સવાલ ઉઠાવ્યો ત્યારે પોતાના ધર્મના સિદ્ધાતો ભૂલી જઇ માત્ર દેવને આધીન થઇ સઘળા મુસલમાનો વિરૂદ્ધ થયા અને તેમની કોમની સેવાઓ ભૂલી જઇ તેમના ઉપર વિવિધ પ્રકારના આક્ષેપો મૂકવા લાગ્યા. પણ આ કોમના ફિદાઇ રાજસે પોતાની કોશેશોમા લગારે પણ ન્યૂનતા કરી નહીં અને તેમને માટે અલીગઢ મોહોમેડન અગલો ઓરીએન્ટલ કોલેજ જેવી ઉપયોગી સસ્થા ઉભી કરી. એમની લાબી જીદગી દરમ્યાન કોલેજની કેળવણી સબધી થોડા ઘણો વિરોધ.તો ચાલુજ રહ્યો. પણ તેમના સ્વર્ગસ્થ થવાને આજ તેર વરસ થયા તે દરમ્યાન ઘણા ફેરફારો થયાછે અને આ સસ્થા હવે એક આશીર્વાદ રૂપજ મનાય છે. આ મહા પુરૂષની કુશાગ્ર બુદ્ધિનુ તોલન આ ઉપરથાજ થઇ શકે છે કે આજથી આઠ વર્ષ ઉપર મુસલમાનોની ઉન્નતિનુ જે સાધન તેમણે યોજ્યુ હતુ તે આજ ખરેખરૂ તેવુજ નિવડ્યુ છે અને તે વાત મિત્ર શત્રુ સઘળા એક મતે કબુલ રાખે છે.



# સર સૈયદ એહેમદનું ચરિત્ર.

## પ્રકરણ પેહેલું.

### જન્મ, કુટુંબ, નાનપણ, કેળવણી અને યુવાવસ્થા.

#### જન્મ.

સૈયદ એહેમદખાન તા ૫ મી માહે ઝીલહજ સન ૧૨૩૨ હી. (તા. ૧૭ મી અકટોબર સન ૧૮૧૭) ને રોજ દીલ્લીમા ખ્વાજાફરીદની હવેલીના ખવાસપુરા નામના ભાગમા જન્મ્યા હતા. તેઓ બાપની તરફથી હુસેની સૈયદ હતા હઝરત પેગમ્બર (સ) થી ૩૬ મી પેઢીએ એઓ હતા એઓ હઝરત ઈમામ મોહમદ તકી અને ઇમામ મુસારિઝા (૨) સાહેબના ખાનદાનથી ઉતરી આવેલા હોવાથી તેઓ તકવી સૈયદ કહેવાતા હતા.

#### કુટુંબ.

જે સમયમા બની ફાતિમાને બની ઉમૈયા અને બની અબ્બાસના જુલમને લીધે અરબસ્તાન તથા ઇરાકઅરબમા રહેવુ મુશ્કેલ થઇ પડયુ હતુ અને તેજ કારણને લીધે તેઓને પોતાની પ્રિય જન્મભૂમિનો ત્યાગ કરીને દૂર દેશોમા જઇ વસવુ પડયુ હતુ તેવા ભયકર વખતમા સર સૈયદના વડવાઓ ઇરાનના હમદાન નામના પ્રખ્યાત પુરાતન શેહેરમાં જઇ રહ્યા હતા. અને છેવટે હેરાતને હમેશના રહેઠાણને માટે મુકરર કર્યું હતું. ઘણું કરીને એમના બુજરગો પેહેલવેહેલા શાહજહાન બાદશાહના વખતમાં હિંદુસ્તાનમાં આવ્યા અને ત્યારથી તે અકબરશાહ બીજાના સમય સુધી આ બાદશાહી ખાનદાન સાથે એમનો સબધ ચાલુ રહ્યો.

સૈયદ મોહમદદોસ્ત જે સર સૈયદથી પાચમા વડવા હતા તે ઔરગઝેબ (આલમગીર) ની સાથે દક્ષિણની સ્વારીમા ગયા હતા તેમને તેમના લશ્કર સાથે એક મોરચા ઉપર નીમ્યા હતા. જયારે આ મોરચાને તેમણે એકલે હાથે બીજા કોઇ અમલદારની મદદ વગર જીતી લીધો ત્યારે આલમ-

ગીરે તેમને "નક્કા બહાદુર" નો ખિતાબ આપ્યો. ત્યારપછી તેઓ પોતાને વતન હેરાત જતા રહ્યા અને પાછા હિંદુસ્તાનમા આવ્યાજ નહિ પણ તેમના દીકરા સૈયદ બુરહાને ત્યાંથી આવીને દીલ્હીમા વસવાટ કર્યો સૈયદ બુરહાનને સૈયદ ઈમાદ નામે એક દીકરો હતો તેમને બે દીકરા સૈયદ હાદી અને સૈયદ મેહદી હતા સૈયદ હાદી જે સર સૈયદના દાદા હતા તેમને અઝીઝુદ્દીન આલમગીર બીજાએ પોતાના ગાદીનશીન થવાના બીજા વરસમા એટલે સન ૧૧૬૮ હીજરીમા જવાદઅલીખાનનો ખીતાબ આપ્યો તથા હજારી ઝાત અને પાચસો સવાર દોઅસ્પા અને સેહઅસ્પાની નોકરી આપી અને તેમના ભાઈ સૈયદ મેહદીને પણ તેજ નોકરી તથા મુઆદઅલીખાનનો ખિતાબ અર્પણ કર્યા મુઆદઅલીખાન દક્ષિણ ગયા અને ત્યાજ દેહ છોડયો. પણ જવાદઅલીખાન દીલ્હીમાજ બાદશાહની પાસે રહ્યા જ્યારે આલમગીર બીજાના સમયનો અંત આવ્યો અને શાહઆલમ ગાદીએ બેઠા ત્યારે સર સૈયદના દાદાના ખિતાબમા જવાદુદ્દવલાનો વધારો કરવામા આવ્યો. અને શાહજહાનાબાદના સુબાના હિસાબી અમલદાર નીમવામા આવ્યા. અને શાહઆલમના જુલુસ સન ૧૫ એટલે હીજરી સન ૧૧૮૮ મા લશ્કરના કાજીના હોદ્દા ઉપર નીમાયા ત્યારબાદ તેઓ વફાત પામ્યા સર સૈયદ કહેતા કે "સૈયદ હાદી ફારસીમા કવિતા રચતા અને તેમનુ પુરૂ કવિતાનુ પુસ્તક તેમના હાથે લખેલુ મારી પાસે હતુ જે બળવામા નાશ પામ્યુ"

## સર સૈયદના બાપ મીરમુત્તકી.

સૈયદ હાદીના દીકરા એટલે સર સૈયદના બાપ મીરમુત્તકી સ્વતંત્ર સ્વભાવના પુરૂષ હતા. બાદશાહ શાહઆલમ તથા તેમની પછી અકબર શાહના વખતમા જે દરજ્જો દરબારે આમ તથા દરબારે ખાસમા મીરના બાપનો હતો તેવોજ તેમનો પણ ચાલુ રહ્યો. પણ શેહેનશાહત માત્ર નામની રહી ગઈ હતી તેથી જે લોકોને ખિતાબ તથા મનસબ આપવામાં આવતા તેમને નિભાવવાના સાધનો આપવાની શક્તિ તેનામા નહોતી. તેથી જ્યારે સૈયદ હાદીની પછી તેમનો હોદ્દો તથા ખિતાબ તેમના પુત્ર મીરમુત્તકીને આપવાની તજવીજ થઈ ત્યારે તે કબુલ કરવાનુ એમને યોગ્ય લાગ્યુ નહિ. તોપણ અકબરશાહની સાથે શાહજાદાપણાથીજ

મિત્રાચારીનો સબંધ હોવાથી શાહઆલમના ગુજર્યા બાદ તેમનો આગવમ દરબારમા પહેલા કરતા પણ વિશેષ થયો મુસમ્મન બુરજની લગોલગ જે મકાન "ખ્વાબગાહ" ના નામથી ઓળખાતુ હતુ તેમા ખાસ માણુસો સિવાય બીજુ કોઇ જઇ શકતુ નહિ, તે મકાનમા મીરમુત્તકા વગર અડચણે જઇ શકતા હતા સર સૈયદ કહેતા કે તે ખાસ દરબારમા મારા પિતાના સાથે તેમજ એકલો પણ ઘણી વખત હુ ગયેલો છુ "

મીરમુત્તકાના બાપ તરફના કુળમા મોરિફતખી જે ત્યાગી હતા અને જેમને લોકો બહુ માનતા હતા તેમના સિવાય કોઇપણ નંબુ તુ નહિ અને તેમની માના કુટુબનો સબંધ મીર દર્દ નામના પ્રખ્યાત કવિ સાથે હતો. મીરમુત્તકાનુ બાપીકુ ઘર જામે મસજીદની નજીક ખાનામા હતુ ને નાદિર શાહ તથા મરાઠાઓની ચડાઇઓ દરમિયાન ઘણે ઠેકાણે નાશ પામ્યુ હતુ. દીવાનખાનુ વગેરે જે ભાગો બાકી રહ્યા હતા તેમા તેઓ રહેતા હતા. અને દિવસ જામે મસજીદની પૂર્વ તરફના દરવાજા ઉપર જે મકાનો છે તેમા બેઠક રાખતા હતા.

તે સમયમા કુલીન પુરુષો તરવાર તથા તીર મારવાના હુન્નરને એક ઉચી લાયકાત ગણતા. મીરમુત્તકા આ બન્ને કળાઓમા પ્રવીણ હતા ઘણા ખરા મોટા મોટા ખાનદાનના જુવાનીઆ એમની પાસે એ કળાઓનુ શિક્ષણ લેવા આવતા. સર સૈયદ પણ એ હુન્નરો એમના પિતા પાસેથી શીખ્યા હતા વળી સર સૈયદના મામા નવાબ ઝેનુલ આબિદીન જે તીરદાજી ઉપરાત તીર અને કમાન બનાવવામા જાણીતા હતા તે પણ મીરમુત્તકાનાજ શિષ્ય હતા

મીરમુત્તકા પોતાની જીદગી અતિ સ્વતત્રતા તથા નિશ્ચિતપણાથી ગુજારતા હતા. આ સ્વભાવ સર સૈદ તથા તેમના વડીલોમા પણ કેટલેક અંશે ઉતરેલો જણાતો હતો તેઓ શાહ ગુલામઅલી ( ૨ ) જેમનુ સ્થાન દીલ્લીમા પ્રખ્યાત છે તેમના મુરીદ હતા. અને મજહર શાહ સાહેબ તેમના ઉપર પિતા સમાન પ્રીતિ રાખતા હતા દરરોજ એક ચેલાને મીરમુત્તકાના જનાનખાનાપર મોકલી તેમના ઘરના સૌ નાના મોટાની કુશળતાના સમાચાર મગાવતા. કોઇ વેળા મીરમુત્તકી અથવા તેમના ઘરનુ કોઇ માદુ

પરંતુ તે પોતાના ખાસ શિષ્ય મીરઝા અબ્દુરબેગ ખુરજવી જે રોગને આકર્ષણ કરી મટાડવાના પ્રયોગ ( મેસમેરીઝમ ) મા પ્રવીણ હતા તેમને મોકલી દેતા અને જ્યા સુધી રોગી તન્દુરસ્ત થાય ત્યા સુધી તેમને ત્યાજ રહેવાનો હુકમ આપતા.

જે ખાસ મેહેરબાની શાહ સાહેબની એમના ઉપર હતી તેનો અચુક પુરાવો એ છે કે જ્યારે શાહ સાહેબે સખત મંદવાડ દરમિયાન અમુક ઠેકાણે પોતાને માટે કબર ખોદાવી તૈયાર રખાવી ત્યારે મીરમુત્તકીએ વિનંતિ કરી કે મારી ખાસ ઈચ્છા એ છે કે બરાબર આપની પાગેડે મારી કબર પણ તૈયાર કરાવવામા આવે એજ પ્રમાણે કરવામા આવ્યુ અને મીર મુત્તકી જ્યારે તા ૧૫ મો માહે રજબ સન ૧૨૧૪ હીજરીમા ગુજરી ગયા ત્યારે તેમને તેજ કબરમા દફનાવવામા આવ્યા.

મીર મુત્તકીના પિતા સૈયદ હાદી તથા ખ્વાજા ફરીદુદ્દીન એહેમદ નામે એક ગૃહસ્થ જેમનુ વર્ણન આગળ આવશે તેમની વચ્ચે મિત્રાચારીનો ઘાડો સબંધ હતો બાપના મુઆ પછી મીરમુત્તકી પણ એ ગૃહસ્થ સાથે અતિ માનથી વર્તતા અને તેઓ સાહેબ તેમના ઉપર ઘણી મેહેરબાની રાખતા. જ્યારે તેઓ ઈરાન તથા આવાની મુસાફરીથી પાછા ઘેર આવ્યા ત્યારે તેમણે પોતાની મોટી દીકરી અઝીઝુન્નિસા બેગમને મીરમુત્તકી સાથે પરણાવી દીધી આ લગન પછી મીરમુત્તકી પોતાના બાપીકા મકાનને છોડી મેહદી કુલીખાનની હવેલી જે ખ્વાજા ફરીદે વેચાતી લીધી હતી તેમા આવીને રહ્યા.

મીરમુત્તકી સ્વમાન જાળવનારા તથા સત્યવક્તા હતા. અકબરશાહ બાદશાહના એક ભાઈ નામે મીરઝા શમસુદ્દીન હતા તેમના ઉપર ગાદી સબંધી કાવાદાવા કરવાનો બાદશાહને શક હતો આ મીરઝા સાહેબ સાથે મીરમુત્તકીને મિત્રાચારી હતી તેથી તે તેમને ત્યા વિશેષ જતા આવતા. મીરઝા શમસુદ્દીન પણ એમની સાથે ઘણા માનથી વર્તતા. પોતાની ગાદીની લગોલગ બેસાડતા અને બીજી રીતે તેમને માન આપતા. લોકોની ચાડી ચુગલીઓને લીધે એકવાર અકબરશાહે તેમને મીરઝા સાહેબને મળવાની મનાઈ કરી મીરમુત્તકીએ હાથ જોડીને કહ્યુ કે તાબેદારની વફાદારી

બાબત હજૂરને કાંઇ શક પડયો છે કે શું ' બાદશાહ હસીને બોલ્યા "ના, ના." મીર સાહેબે જવાબ આપ્યો "ત્યારે હું મારી અસલી ટેવ છોડીને શા માટે કાણું મો કરૂં ' ત્યાર પછી બાદશાહે કોઇપણ વેળા આ સબંધી વાત કાઢી નહિ અને મીર સાહેબે હમેશના રીવાજ પ્રમાણે મારઝા સાહેબને ઘેર જવાનું ચાલુ રાખ્યું

અકબરશાહના રાજ્ય અમલના છેવટના ભાગમા મીરઝા સલીમ નામે લાડકા શાહજાદાના હાથમા બધી બાદશાહી હકુમત જતી રહી હતી. તેથી મીરઝા સલીમનો દીવાન મોહનલાલ વજીરાતનુ બધુ કામ કરતો હતો. મીરમુત્તકીનો સબધ મોહનલાલ સાથે સારો નહોતો. તેથી તેમણે દરબારમા જવુ આવવુ ઓછુ કરી દીધુ હતુ કામ પ્રસગે સૈયદ એહેમદને મોકલ્યા કરતા જ્યારે બહાદુરશાહ ગાદી ઉપર બેઠા અને દરબારની બધી રીતભાત બદલાઈ ગઈ ત્યારે મીરમુત્તકીએ દરબારમા જવુ તદ્દન બધ કરી દીધુ તોપણ જે જે પગાર તથા માન અકરામ કીલ્લામાથી મળતા તે ચાલુ રહ્યા.

## સર સૈયદનું મોસાળ.

આ સબધી વિગતવાર હેવાલ સર સૈયદે લખેલા "સીરતે ફરીદીયા" નામના પુસ્તકમા લખેલો છે અહીં તો માત્ર થોડી જાણવા લાયક હકીકત આપવામા આવી છે

સર સૈયદની માના પિતા "ખ્વાજા ફરીદુદ્દીન એહેમદ" "ખ્વાજા મોહમદ યુસુફ હમદાની" ના વશના હતા. તેમના દાદા ખ્વાજા અબદુલ અઝીઝ પહેલવહેલા વેપાર અર્થે દીલ્લી આવ્યા હતા. તેઓ કાશમીરી શાલનો વેપાર કરતા અને તેમણે દીલ્લીમાજ વસવાટ કરી લીધો. એમના દીકરા ખ્વાજા અશરફ હતા તેમને આઠ દીકરા થયા. તેમાના બે જણાએ જુદી જુદી બાબતોમા વિખ્યાતિ મેળવી. પેહેલા ખ્વાજા નજીમુદ્દીન જેઓ દીલ્હીની આસપાસ "શાહ ફિદાહુસેન" નામથી પ્રખ્યાત થયા "સુહરવર્દી" કુટુબમા એક નવો પથ રસૂલશાહના ચેલાઓનો ઉત્પન્ન થયો હતો. શાહ ફિદાહુસેન આ પથમા નાનપણથી જ દાખલ થયા હતા. અને રસૂલશાહના ગાદી નશીન મોલવી મોહમદ હનીફના ચેલા બની ગયા હતા. ફિદાહુસેન

ગ્રંથો તાનુ પુસ્તકો પોતાના ગુરૂ મોલવી મોહમદ હનીફ પાસે શીખ્યા હતા. અને જ્યારે અભ્યાસ પુરો થયો ત્યારે મુરશિદના હુકમથી બધા પુસ્તકો કુવામા નાખી દીધા ધર્મનાં ઉંચા તત્વોમા તેમની માહિતી ખાસ કરીને વિશેષ હતી અદ્વૈત મતના પ્રખ્યાત પુસ્તકો તેઓ ઘણુ સારી રીતે શીખવી શકતા હતા પણ તેમની રહેણી એવી હતી કે શરીરના બધી જગાના વાળ બોડાવીને લંગોટ મારી તથા આખા શરીરે ભભુત ચોળીને બેસી રહેતા. જ્યારે ઓરડામાથી બહાર નીકળવાનુ થતુ ત્યારે ઘુંટણ સુધી ધોતની બાંધી લેતા અને માથે એક તણુ ખણુણીયો રૂમાલ વીટાળતા એક વખત અકબર શાહે તેમની પાસે આવવા ઈચ્છયુ પણ તેમણે મુલાકાત લેવા ના પાડી. સર સઈદ કહેતા કે તેમની બોલવાની છટા અતિ ઉત્તમ હતી. જ્યારે મારા પિતા ગુજરી ગયા ત્યારે મારી મા જે તેમની ભત્રીજી થતા હતા તેમને પોતાની પાસે બોલાવીને એવુ ઉત્તમ ભાષણ કર્યુ કે તેની ખુશબો હજી સુધી મારા મગજમાથી ગઈ નથી. દીલ્હીમા આજ પર્યંત તેમને જોનારા જીવે છે તેઓ જીંદગાની આખરે અલવર ચાલ્યા ગયા હતા અને સન ૧૨૫૯ હીજરીમા ત્યાંજ ગુજરી ગયા હતા તેમની કબર રસુલશાહીયોના તકીયામા જેને ચમેલી બાગ કહે છે ત્યા છે

તેમના બીજા સગા આજા (માના બાપ) નામે દબીરૂદવલાના અમીનુલ મુલ્ક ખ્વાજા ફરીદુદ્દીન એહેમદખાન બહાદુર મુસ્લિહજંગ હતા જેઓ પોતાના કુટુંબમા સૌથી વધારે નામીનદાર, લાયક, ડાહ્યા અને વિદ્વાન હતા તેઓ ગણિત શાસ્ત્રમા એક્કા હતા તેમણે અસિફુદ્દવલાના સમયમા લખનૌ જઈને ત્યાંમા તફઝ્ઝુલ હુસેન પાસે ગણિતશાસ્ત્રનો અભ્યાસ પરિપૂર્ણ કર્યો હતો તેઓ મોટા ગણિતશાસ્ત્રી હતા, અને તારાઓનુ અવલોકન કરવા સારૂ યંત્રો બનાવવામા પ્રવીણ હતા. ઘણાઓએ એમની પાસેથી ગણિત વિદ્યાનુ જ્ઞાન સંપાદન કર્યું અને જાણીતા વિદ્વાનો થયા. તેઓમા મોલવી કરામતઅલી, મોલવી રહેમઅલીખાન અને ખ્વાજા મોહમદ નાસરજાન સૌથી વધારે પ્રખ્યાત થયા. તેમના પોતાના નાના દીકરા નામે નવાબ ઝેનુલઆબિદીન જે ખગોળ વિદ્યામા પ્રવીણ ગણાતા હતા તે પણ એમનાજ શિષ્ય હતા. ખ્વાજા ફરીદે ઘણા ગ્રંથો રચ્યા છે.

પણ તેમાંના ઘણાખરા બળવાના વખતમા નાશ પામ્યા. માત્ર ત્રણ તેમના હાથે લખેલા બચ્યા તે હાલ અલીગઢ કોલેજની પુસ્તકશાળામા છે.

ખ્વાજા ફરીદ પોતાની લખનૌની પેહેલી મુસાફરીમાં બે ત્રણ વરસ ત્યા રહી ખગોળ વિદ્યાનો અભ્યાસ પુરો કરી દીલ્હી પાછા આવ્યા. આ સમય આસિફુદ્દવલાનો હતો. સન ૧૨૧૨ હીજરીમા તે ફરીથી લખનૌ ગયા.

તેજ વરસમા એમના ગયા પછી આસિફુદ્દવલા ગુજરી ગયા અને સાદતઅલીખાન ગાદી ઉપર આવ્યા. આ અરસામા અંગ્રેજોએ સ્થાપેલા કલકત્તા મદ્રેસા માટે એક સુપરિન્ટેન્ડેન્ટની જરૂર પડી લખનૌના યુરોપિયન અમલદારોની ભલામણથી આ જગા ઉપર ખ્વાજા ફરીદની નિમણુંક રૂ. ૭૦૦ ના માસિક પગારે થવાથી તેઓ કલકત્તે ગયા

થોડા અરસા પછી તે વખતના ગવર્નર જનરલ માર્કિવસ આફ વેલેસ્લીને કોઈ ખાસ કારણને લીધે એલચી ખાતુ ઇરાન મોકલવાની જરૂર પડી, તેથી સન ૧૮૦૩ ઇસ્વીમા મી. લોટ અને તેમની સાથે ખ્વાજા ફરીદને મોકલવાનુ નક્કી થયુ પણ રસ્તામા મી. લોટ માંદા થઇ પાછા ફર્યા અને ગવર્નર જનરલના હુકમથી ખ્વાજા ફરીદ એકલા એલચી તરીકે બુશેહેર થઇને તેહેરાન પોહોચ્યા. અને ફતેહઅલીખાન કાચારના દરબારમાં હાજર થયા. અને એલચી ખાતાની મતલબ જેમા મુખ્ય બાબત કતલ થએલા એલચી હાજીખલીલખાનની જગાએ બીજો એલચી ઇરાનની તરફથી હિંદુસ્તાન મોકલવાની હતી તે સંપૂર્ણ રીતે પુરી પાડી અને ઇરાન તરફથી એલચી તરીકે મોહમદ નબીખાનને હિંદુસ્તાન મોકલવાનો ઠરાવ થયો.

ત્યાર બાદ એક પોલિટિકલ (રાજ્યદ્વારી) મામલાનુ નિરાકરણ કરવા સારૂ અંગ્રેજ સરકારે તેમને એજન્ટ મુકરર કરી બુંદેલખંડમાં આવેલા બાંદામા મોકલ્યા ત્યાથી પાછા આવ્યા બાદ બુંદેલખંડનો મુલક જીતાઇ ગએલો હોવાથી તેના તાબાના અગાસી વગેરે પ્રગણાઓ જે હાલ બાંદા તાબે છે તેઓની વસુલાત ઉઘરાવવા સારૂ તેમને તેહેસીલદાર નીમ્યા. તે વખતે તેહેસીલદારોને પગાર મળતો નહોતો પણ વસુલાતમાથી અમુક ટકા મળતા. પણ જ્યારે આ રૂઢિમાં ફેરફાર થયો અને હાલ પ્રમાણે તેહસીલદારોનો પગાર

મુકરેર થયો ત્યારે બાર તેર વરસ પછી એ નોકરી છોડીને દીલ્લી પાછા આવ્યા. પણ થોડી મુદ્દત પછી પાછા કલકત્તે ગયા.

સને ૧૮૧૫ ઇસ્વીમાં અકબરશાહ બીજાએ તેમને કલકત્તેથી દીલ્લી બોલાવી વજીરાતનો પોશાક તથા દબીરૂદ્દવલા અમીનુલમુલ્ક મુસ્લિહ જગનો ખિતાબ અર્પણ કર્યો. તેમણે વજીરાતના સમયમા બાદશાહી દેવાદાર થઈ જવાથી દેવુ અદા કરવામા તથા ઉપજ ખરચની બાજુઓ સરખો કરવામાં બહુ મહેનત કરી. શાહજાદા, બેગમો અને બાદશાહી ખાતાઓના પગારોમાથી સેકડે દસ ટકાનો ઘટાડો કર્યો, બડાખાસા અને છોટા ખાસા નામનાં ખાણાઓ જેમા ઘણુ નાણુ નકામુ ખરચાતુ તે તથા બીજાં કેટલાક નિરૂપયોગી ખાતાઓ એકદમ બંધ પાડી દેવામા આવ્યા. વળી દીવાને આમની તાબાની છત જેને શાહઆલમના વખતમા પેશ્વા ભાઉ સાહેબે સોનાના ઢાળને લીધે શુદ્ધ સોનાની જાણીને ઉખેડાવી નાખી હતી તે તેવીને તેવીજ સ્થિતિમા પડેલી હતી તેમાથી સોનુ તથા તાબુ જુદુ પાડીને જેટલુ તાબું નિકળ્યું તેના સિક્કા બાદશાહી ટંકશાળમા પડાવ્યા અને સોનુ વેચી નાખ્યુ. એવી એવી યુક્તિઓ કરીને લાખો રૂપિયાનુ દેવુ પતાવ્યુ અને ઉપજ ખરચના પાસા સરખા કર્યા. નોકરોના પગારો જે મહિનાઓ સુધી ચઢી જતા તે હવે મહિને મહિને બરાબર મળવા લાગ્યા તેમ છતા કિલ્લાના સ્વાર્થી માણસોમા નાખુશી પેદા થઈ અને તેના પરિણામે વજીરાતના હોદ્દાનુ રાજીનામુ આપીને તેઓ કલકત્તે ચાલ્યા ગયા

બીજીવાર ફરીથી બાદશાહે ખાજા ફરીદને કલકત્તેથી બોલાવીને વજીરની જગાએ નીમ્યા પણ ત્રણ સાડાત્રણ વરસ નોકરી કરીને જનરલ ઓકટર લોની જે તે વખતે દીલ્હીના રેસીડેન્ટ હતા તેમની સલાહથી રાજીનામું આપી હોદ્દાથી ફારેગ થયા ત્યારબાદ મહારાજા રણજીતસિંહે મુસાફરીનું ખરચ અને એક ભરોસાદાર અમલદારને મોકલી લાહોર આવવા તેડું કર્યું. પણ સર સૈયદની મા જે તેમની મોટી દીકરી થતા હતા તેમના સમજાવવાથી લાહોર જવા તેઓએ ના કબુલ કર્યુ અને ખરચ વગેરેનાં નાણાં પાછાં મોકલી દીધાં. હવે પછી મરતા લગણ કિલ્લેથી વારંવાર

માગણી થયા છતાં તેમણે કોઇ પણ નોકરી કબુલ કરી નહીં અને સન ૧૮૨૮માં ગુજરી ગયા.

દબીરૂદ્દવલા ખ્વાજા ફરીદને બે દીકરા હતા જે સર સૈયદના મામા થતા હતા. તેમાના મોટા વહીદુદ્દીનખાન જે મીરઝા જહાંગીરના દીકરા તૈમુરશાહના દરબારમા મુખ્ય કારભારી હતા. દીલ્હીની જીત પછી ફોજના કોઇ સિપાઇની ગોળી વડે નમાજ પઢતા તેઓ માર્યા ગયા હતા. બીજા દીકરા નવાબ ઝેનુલઆબિદીન હતા તેમને પિતાના મરણ પછી બાદશાહે દબીરૂદ્દવલાનો ખિતાબ અર્પણ કર્યો હતો. એ ગણિતશાસ્ત્ર અને ખગોળ વિદ્યામા પ્રવીણ હતા. આકાશના અવલોકનના નવા નવા ઓજારો તે જાતે બનાવતા હતા. એમને ગોધબાળનો બહુ શોખ હતો. એમણે પતગ બનાવવાના મુખતલો રચ્યા હતા અને એ વિષય ઉપર એક નાનુ પુસ્તક લખ્યુ હતુ તે બળવામા નાશ પામ્યુ

સર સૈયદની કેળવણીનો મુખ્ય આધાર તેમની માના ઉપર હતો તેથી તેમનુ વૃત્તાંત જરા લબાણથી આપવાની જરૂર જણાય છે. જેમ આગળ વારવાર કહેવામા આવ્યુ છે તેમ સૈયદના પિતા મીરમુત્તકી અતિ સ્વતત્ર સ્વભાવના હતા. તેમા વળી ખાસ કરીને જ્યારથી શાહ ગુલામઅલી સાહેબના મુરીદ બન્યા હતા, ત્યારથી તે સસારની માયાથી વિશેષ વિરક્તપણુ ધારણ કર્યુ હતુ આ કારણને લીધે ઓલાદની કેળવણીનો બધો આધાર તેમની મા ઉપરજ આવી પડ્યો. એક વેળા જ્યારે સર સૈયદને પોતાને તેમના નાનપણ વિષે પુછવામા આવ્યુ ત્યારે તેમણે પોતાની મા તરફની અસર સબધી એક ફારસી કવિતા કહી સભળાવી જેની મતલબ એ થાય છે કે નાનપણમા માની છાયા હેઠળ હું ગયો ત્યાં સુધી બહુ સુખી થયો.

સર સૈયદની મા ખ્વાજા ફરીદની ત્રણ દીકરીઓમા સૌથી મોટા હતાં. તેમનામા સાધારણ સ્ત્રીઓ કરતા ઘણી ઉચ્ચી શક્તિ હતી. તે માત્ર કુરાન શરીફ પઢેલાં હતાં અને શરૂઆતમાં થોડી ઘણી ફારસી ભાષાની ચોપડીઓનો અભ્યાસ કર્યો હતો. પણ છોકરાંની કેળવણીના કામમાં તેમને ખાસ ફતેહ પડી હતી સર સૈયદ કહેતા કે જ્યારે હું તેમની પાસે પાઠ વાંચવા બેસતો ત્યારે તે પોતાની પાસે સુતરની ત્રણ સેરો વાળી એક નાની ચાબુક

રાખતાં. તે કોઈ કોઇ વેળા ગુસ્સે થતાં ખરા પણ તેમણે કોઈ દિવસ તે ચાબુકથી મને માર્યો નથી

સર સૈયદ લખે છે કે જ્યારે મારી ઉમર અગીઆર બાર વરસની હતી ત્યારે એક જુના અને ઘરડા નોકરને મે લપડાક મારી આ વાતની માને ખબર થતા જ્યારે હુ ઘરમા ગયો ત્યારે તેમણે બહુ નાખુશ થઇને કહ્યુ, એને ઘરમાથી કાઢી મેલો. જ્યા એને ફાવે ત્યા જતો રહે. એ હવે ઘરમા રાખવા લાયક નથી એટલામા એક ચાકરડી મારો હાથ ઝાલીને મને બહાર લઈ ગઇ અને સડકપર છોડી મેલ્યો તેજ વખતે નજીકમા આવેલા મારી માસીના ઘરમાથી એક ચાકરડી આવી અને તેમની પાસે મને લઇ ગઇ. તેમણે મને કહ્યું કે મોટી બેન તમારા ઉપર બહુ નાખુશ થયા છે. તમને મેડા ઉપર એક ઓરડામા સંતાડી મુકીશ તમે ત્યાથી બહાર નીકળશો નહિ નહીં તો મારા ઉપર પણ ગુસ્સે થશે. હુ ત્રણ દિવસ સુધી ત્યા સતાએલો રહ્યો ત્રીજે દિવસે માસાબા મને માજી પાસે ગુનો માફ કરાવવા લઇ ગયા તેમણે કહ્યુ કે પેલા નોકર પાસે માફી માગે તો હું પણ માફ કરીશ જ્યારે દેવડી ઉપર જઇને નોકરની આગળ મે હાથ જોડયા ત્યારે કસુરની માફી મળી.

સર સૈયદની માનુ ડહાપણુ નીચેની હકીકત ઉપરથી સાબીત થાય છે જ્યારે દબીરૂદદવલાએ બીજીવાર વજીરાતનુ રાજીનામુ આપ્યુ ત્યારે થોડા વખત પછી પંજાબના મહારાજા રણજીતસિંહે પોતાના ભરોસાદાર માણસ સાથે મુસાફરી ખર્ચની યોગ્ય રકમ મોકલીને તેમને બોલાવ્યા કુટુમના બધા માણસોની ઇચ્છા એ હતી કે તેઓ જવા કબુલ કરે પણ મારી મા જે તેમની મોટી દીકરી હતા તેમણે કહ્યુ કે પરમેશ્વરે આપને એટલી દોલત આપી છે કે આપ ઇચ્છાનુસાર સુખચેનથી રહી શકોછો અને તે દોલતમા કઇ વૃદ્ધિ થાય તોપણ આપના આરામમા તેથી કંઇ વધારો થવાનો સંભવ નથી. આપ મહારાજા રણજીતસિહના રાજ્યમાં જઇ ત્યાના અધિકારો પ્રાપ્ત કરો અને અમે અગ્રેજી રાજ્ય અમલમા રહીએ એ ઠીક લાગતુ નથી હુ તો મુદ્દલ સલાહ આપતી નથી કે આપ વૃદ્ધાવસ્થામાં કે કોઇ કોઇ વેળા તદુરસ્તી પણ બગડી જાય છે તેવામા લાહોર જવા તૈયાર

થાઓ. આ વચનોથી હમીદૃદ્દવલાના મનપર એવી અસર થઈ કે લાહોર જવાનુ માંડી વાળીને મુસાફરી ખર્ચના નાણા પાછા મોકલી દીધા અને ત્યારબાદ કોઈ પ્રકારની નોકરીમા જોડાયા નહિં

સર સૈયદ એહેમદ લખે છે કે મારા મોટા ભાઈના છેલ્લા મંદવાડ વેળા મારા માતુશ્રી તેમની પાસે હમેશ હાજર રહેતા. એક મહીના સુધી એ પ્રમાણે ચાલ્યુ અને છેવટે જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે સૌ લોક રોવા કુટવા લાગ્યા માતુશ્રીની આંખોમાથી પણ આંસુ ટપકતા હતા, તેવામાં સવારની નમાઝનો સમય થયો. તેમણે હાથ મો ધોઇ નમાઝ અદા કરી અને તે ઇશરાકની નમાઝના વખત સુધી મુસલ્લા ઉપર બેસી રહ્યા એજ અરસામા સગાઓમા એક ઠેકાણે કન્યાના લગ્નનો વખત હતો. બધી તૈયારી થઇ ગઇ હતી પણ ઠેરવેલી તારીખથી ચાર દિવસ પેહેલાં અમારે ત્યા આવા બનાવ બની ગયાથી રિવાજ પ્રમાણે તે લોકોએ લગ્ન મુલતવી રાખવાનો વિચાર કર્યો આ વાતની જાણ મારા માતુશ્રીને થતાજ આ માઠા બનાવને ત્રીજે દિવસે તેમને ઘેર જઇ તેમણે કહ્યુ કે હું લગ્નમા હાજરી આપવા આવી છુ શોક ત્રણ દિવસથી વધુ હોઇ શકે નહીં અને શાદી મુલતવી રાખવાથી તમને ઘણુ નુકશાન વેઠવુ પડશે. ઈશ્વરેચ્છા પ્રમાણે બન્યુ છે તેમા તમારો શો દોષ છે ? તમે તમારૂ કામ ખુશીથી આગળ ચલાવો જ્યારે હુ પોતે આવીને હાજર થઇ છુ તો હવે તમને શો વાધો છે ?

સર સૈયદ કહેતા કે જે કાંઇ આમદાની આવતી તેમાથી સેકડે પાચ ટકાને હિસાબે મારા માજી જુદાં કાઢતા અને તે રકમને વ્યવસ્થાપૂર્વક ધર્માદા કામમા ખરચતા એમની મદદથી ઘણીક જુવાન કન્યાઓનાં લગ્ન થયા. મલાજાવાળી ગરીબ સ્ત્રીઓની છુપી રીતે સભાળ લેતા. ખાનદાન કુટુબોની જુવાન બાઇઓ જેઓને વૈધવ્ય પ્રાપ્ત થતું તેમને પુનર્લગ્ન કરવા શીખામણ દેતા અને પુનર્લગ્નના રિવાજને નઠારો ગણનારાઓને તિરસ્કારથી જોતા. નિર્ધન સગાઓને ઘેર જઇને તેમને ગુપ્ત રીતે મદદ કરતાં. એ પ્રમાણે અનેક નેકીના કામોમા ખરચ કરતા.

સૈયદ સાહેબનાં મોસાળીયાં, શાહ અબ્દુલ અઝીઝ અને તેમના કુટુંબીઓના મુરીદ હતા. પણ તેમના માતુશ્રી શાહ ગુલામઅલી સાહેબના શિક્ષણને તાબે હતા શાહ સાહેબને ત્યાં માનત તથા નઝરનિયાઝનો રિવાજ નહોતો. એમની ટેવ એવી હતી કે જો કોઈ માણસ તેમની પાસે કંઈ હાજતને માટે આવતો તો તેઓ સઘળા હાજર માણસોને તેને માટે દુઆ માગવાનું કહેતા. એજ અકીદો તેમની માનો પણ હતો. તેમણે કોઈ પણ પ્રસંગે માનત કે બાધા રાખી નહોતી. તાવીજ ગંડા અથવા ભલા બુંડા દિવસોને તેઓ માનતા નહિ તો પણ જો કોઈ માનનાર માણસ હોય તો તેને અટકાવતા નહિ કારણ તેમનું કહેવું એ હતું કે એ પ્રમાણે અટકાવવામાં આવે અને જોગજોગે કંઇ અવળું થાય તો તેવા માણસની શ્રદ્ધા વધારે મજબુત થાય. સૈયદ સાહેબ લખે છે કે મારા મોસાળીયા સાધારણ વહેમોથી મુક્ત હતા તોપણ શાહ અબ્દુલઅઝીઝ સાહેબને ત્યાં જે કાંઈ થતું તે ઉપર તેમને સંપૂર્ણ ભરોસો હતો. શાહ અબ્દુલ અઝીઝ અને તેમના કુટુંબીઓ નાના છોકરાના ગળામાં બાંધવા તાવીજ આપતા તેમાંના અક્ષર એક ધોળા મુરઘાના લોહીવડે લખતા તે તાવીજ જે છોકરાને કોટે પહેરાવવામાં આવે તેને બાર વરસની ઊમર સુધી ઇંડું અથવા મરઘડાનું માંસ ખાવાની મનાઇ હતી આ તાવીજ સૈયદ હામેદ અને સૈયદ મેહમૂદને બાંધવામાં આવ્યા હતા પણ તેતો મારી માતુશ્રી ભેગા જમવા બેસે અને ત્યાં મના કરેલો ખોરાક મુકેલો હોય તો તે વગર વહેમે તેમને ખવાડી દેતા

સૈયદ સાહેબ કહે છે કે જ્યારે હું દીલ્લીમાં મુનસફના હોદ્દા પર હતો ત્યારે મારા માજી શિખામણ દેતા કે તમને જ્યાં હમેશ જવાની જરૂર પડે ત્યાં કોઈ વેળા વાહનપર બેસીને જાઓ અને કોઇ વેળા પગ પાળા જાઓ. સ્થિતિની સ્થિરતાનો ભરોસો નથી. કોઇ વખત કેવી છે અને કોઇ વેળા કેવી. તેથી એવી ટેવ રાખો કે તે હમેશ નભી શકે. એ ઉપરથી જુમામસીદમાં તથા ખાનકાહમાં જતા, મે એવોજ રિવાજ રાખ્યો હતો.

સર સૈયદની મા જેવા ડાહ્યાં અને સમજુ હતાં તેવાંજ મોટા મનનાં અને પવિત્ર સ્વભાવના હતાં. ઝેમન નામે એક નિરાધાર ડોશી હતી. તેની સંભાળ એ બાઈ લેતાં હતા એક વેળા એ બન્ને જણાં એકજ રોગથી પીડાવા લાગ્યા. હકીમે એક કીમતી ઓસડ તૈયાર કર્યું પણ તે માત્ર એકજ દરદીને પુરતુ હતુ. સર સૈયદે એ ઓસડ પોતાની માને આપ્યું. તેમણે વિચાર કર્યા કે આવી કીમતી વસ્તુ બિચારી ઝેમનને કયાંથી મળશે ? માટે પોતે નહિ ખાતા તે ઝેમનને આપ્યુ બન્ને તંદુરસ્ત થઇ ગયા એક દિવસ સૈયદ સાહેબે માના તંદુરસ્ત ચહેરા તરફ જોઇ કહ્યુ કે દવા તો સારી હતી તેનાથી આપને ઠીક ફાયદો થએલો જણાય છે. તેમણે હસીને જવાબ આપ્યો કે શુ માણુસ વગર દવાએ તંદુરસ્ત થઇ શકે નહી. ?

સર સૈયદના ભાઇ સૈયદ મોહમદખાન અને હકીમ ગુલામ નજફખાનની વચ્ચે ઘાડી મિત્રાચારી હતી એટલે સુધી કે તે એક બીજાને ભાઇ કહીને બોલાવતા. તેથી સૈયદ એહેમદ પણ તેમને મોટા ભાઇ જેટલુ માન આપતા પણ તેમના મોટા ભાઇ સૈયદ મોહમદના ગુજર્યા બાદ તે હકીમ કઇ નાખુશ થઇ ગયા અને સૈયદ સાહેબને ઘેર આવવું બધ કર્યું તો-પણ સર સૈયદે તેમને ઘેર જવુ આવવુ ચાલુ રાખ્યુ. પણ ધીમે ધીમે તેમા કઇક ઘટાડો કર્યો. જ્યારે આ વાત તેમની માતાના જાણુવામાં આવી ત્યારે તેમણે ઘણી દીલગીરી જાહેર કરી અને કહ્યુ કે તે ગમે તેમ કરે, પણુ તમારે તો તમારી ટેવ બદલવી નહિ

એક વેળા જ્યારે સર સૈયદ સદર અમીનના હોદ્દા પર હતા ત્યારે તેમણે અમુક માણુસ ઉપર ઉપકાર કર્યો હતો તે માણુસે કેટલાક સમય પછી તે ઉપકારના બદલામા જુઠી નનામી અરજીઓ સૈયદ સાહેબ વિરૂદ્ધ સદર અદાલતમાં મોકલવી શરૂ કરી. છેવટે તે માણુસને તેના નઠારા કામની સજા થઇ શકે તેવી સાબીતીઓ સર સૈયદને હાથ લાગી અને પ્રસંગ એવો આવ્યો હતો કે જે મેજીસ્ટ્રેટની રૂબરૂ કામ ચાલવાનું હતું તે પણુ તે માણુસને સપાટામાં લેવાની ઇચ્છા ધરાવતો હતો. તેથી સૈયદ એહેમદે વેર લેવાનો પુરેપુરો ઇરાદો કર્યો. આ વાત તેમની માના જાણુવામાં આવતાં તેમણે તેમને કહ્યુ કે સૌથી સારી વાત તો એ છે કે તેને તમે માફ કરો. એમ

છતાં જો બદલોજ લેવાની ઇચ્છા હોય તો તેને સર્વ શક્તિમાન હાકેમના ઇનિસાફપર છોડી દો, જે દરેક નઠારા કૃત્યની સંપૂર્ણ શિક્ષા આપી શકે છે. આપણા દુશ્મનોને દુનિયાના અશક્ત હાકેમોના હાથે બદલો અપાવવો એ તો મોટી મૂર્ખાઇની વાત છે. સૈયદ સાહેબ કહે છે કે તેમના આ બોલોની એવી સજ્જડ અસર મારા મન ઉપર થઇ કે ત્યારથી તે આજ સુધી મને કોઇ પણ દુશ્મન ઉપર વેર લેવાની ઇચ્છા થઇ નથી અને આશા છે કે કોઇ દિવસ તેમ થશે પણ નહિ. એટલુંજ નાહ પણ તેમની શીખામણને લીધેજ એમ ચાહુ છુ કે ઇશ્વર ઇન્સાફને દિવસે પણ તેની પાસે બદલો ન લે।

સૈયદ સાહેબની બેન સફીયુનનિસા બેગમ જે ડિસેમ્બર ૧૮૯૨ મા લગભગ નેવુ વરસની ઉમરે ગુજર્યા હતા તે સ્ત્રીઓમા વિદ્વાન ગણાતા હતા. ધર્મ શિક્ષણ તેમને સારી રીતે આપવામા આવેલુ હતુ તેમના કુટુંબની કન્યાઓ એકઠી મળી તમની પાસેથી શિક્ષણ લેતી હતી

સર સૈયદના મોટા ભાઇ સૈયદ મોહમદે સાધારણ કેળવણી લીધી હતી. પણ ચાલાક પ્રકૃતિના હતા. શાહ ગુલામઅલી સાહેબના મુરીદ હતા પરંતુ શરૂ જુવાનીમા ફાકડા રહેતા અને દાઢી રાખતા ન હતા. કેટલાક લોકોએ તેમના પિતાને દીકરાને શિખામણ આપવાનુ કહ્યુ તેમણે જવાબ આપ્યો કે જુવાનીને લીધે એમ છે. ઉમરમા આવે દુરસ્ત થઇ જશે તેજ પ્રમાણે છેવટે તેમણે પોતાની રીતભાતમા સુધારો કર્યો. દાઢી રાખવા માંડી અને ધર્મચુસ્ત બની ગયા

આ ભાઈ હતગામ જીલ્લે ફતેપુરમા મુનસફ હતા સન ૧૮૪૫ માં સર સૈયદ ફતેપુરસીક્રી કે જ્યા તેઓ મુનસફ હતા ત્યાથી અને તેમના ભાઇ હતગામથી દસેરાની છુટીમા દીલ્લી આવ્યા દીલ્લીમા તે પ્રસંગે મોસમી તાવનો રોગ ચાલતો હતો તે તાવથી એમના ભાઇ પટકાઇ પડયા. મંદવાડ ગંભીર નહોતો તો પણ એમના ભાઇને એમ ખાત્રી થઈ ગઇ કે મારો અંત હવે પાસે આવ્યો છે. તેથી કબર તૈયાર કરાવી અને તપાસી જોઈ, કફન પણ મંગાવીને પેહેરી જોયુ જ્યારે બધી તૈયારી થઇ ગઇ ત્યારે ગુજરી ગયા.

સર સૈયદના કુટુમ્બીઓનુ વર્ણન ઉપર કરવાની જરૂર એટલા માટે માલમ પડી છે કે વૃતાતના વીર પુરૂષની આગળ પાછળની સ્થિતિ જે હમેશ માણસની ટેવો ઉપર ભારે અસર પોહોચાડે છે, તે બાબત વાચક વર્ગને પૂરેપૂરી જાણ પડે.

## સર સૈયદનું નાનપણ.

સર સૈયદના જન્મ પહેલા એમના માબાપને ઘેર એક દીકરી અને એક દીકરાનો જન્મ થઈ ચુકયો હતો. દીકરાના જન્મ બાદ ૭ વરસ સુધી કોઇ પ્રજાની ઉત્પત્તિ નહિ થએલી હોવાથી સર સૈયદના જન્મને લીધે એમના માત પિતાને ઘણો હર્ષ થયો હતો. સૈયદ સાહેબના જન્મથી થોડાક મહીના પેહેલા એમના મામા નવાબ ઝેનુલ આબેદીનને ઘર એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ હતી જેનુ નામ હાતિમઅલીખાન રાખવામા આવ્યુ હતુ આ દીકરાની માએ સર સૈયદને પેહેલુ ધાવણ આપ્યુ, અને ત્યારબાદ પોતાની માનુ દુધ પીવા લાગ્યા એ પોતાના કુટુમ્બના ઘણા ખરા બાળકો કરતા શરીરે વધારે પુષ્ટ હતા.

સર સૈયદ બાળપણમા કાઇ ખાસ ચાલાકી બતાવતા નહતા જે ઉપરથી એમ અનુમાન થઇ શકે કે તેઓ આગળ જતા મોટા મોટા કામો માથે લઇ પાર ઉતારશે એમના કુટુમ્બના બીજા છોકરા જેવાજ એ પણ હતા માત્ર શરીરે વધારે લઠ હતા. જે જે કામો એમનાથી આગળ ઉપર થયા તેને માટે ચાલુ પ્રયત્નો અને મગજની કેળવણી એમણે મોટી ઉમરે શરૂ કરી તેથીજ તેઓ એમને માટે લાયક થઇ શકયા.

જયારે સૈયદ જન્મ્યા ત્યારે એમના પિતાએ શાહ ગુલામઅલી સાહેબને દીકરાનુ નામ પાડવાની અરજ કરી શાહ સાહેબ મજકુરે તેમના મોટા ભાઇનું નામ "મોહમદ" પાડયુ હતુ અને એમનુ નામ "એહેમદ" પાડયું. આ શાહ સાહેબનો સર સૈયદ અને તેમના ભાઇ બેનો ઉપર દાદા જેટલો પ્રેમ હતો અને એ સઘળા એમને "દાદા હઝરત" કહીને બોલાવતા.

સર સૈયદનું પાલન એક ઘરડી બાઇ નામે "માબીબી" જે એમના કુટુંબમાં લાંબા વખતથી રહેતી હતી તેણે કર્યું હતુ. તેથી તેમને એના ઉપર

ઘણું હેત હતું. એમની ઉમર પાંચ વરસની થઇ ત્યારે માબીબીનો કાળ થયો. એના ગુજરવાથી સૈયદ સાહેબને ઘણું દુઃખ થયું.

નાનપણમા રમવા કુદવા બાબત એમને મનાઇ નહોતી. પણ મરજી પ્રમાણે અયોગ્ય રમતો રમવા દેવાનો અટકાવ હતો સારા નસીબે એમના કુટુંબમાજ મામા માસી અને બીજા સગાઓના એટલા બધા છોકરાં હતાં કે રમતના સોબતીઓ બહાર ખોળવા જવાની એમને જરૂર પડતી નહિ સર્વે મળી ઘરમાજ જુદી જુદી રમતો રમતા પણ કોઇ રમત છાની રીતે રમવાની તેમને મનાઇ હતી. રમતા રમતા છોકરા માહોમાહે વઢી પડતાં ત્યારે એમના વડાઓ તે બાબતનો ઇનસાફ કરતા અને ગુનેગારને શિક્ષા કરતા. એટલી છૂટ છતા એમને એકલા બહાર જવા દેવામા આવતુ નહિ. એમની માએ જ્યારે પોતાના પિતાના ઘરથી જુદા થઇને નવા ઘરમા રહેવા માડયુ ત્યારે તે ઘર અને એમના દાદાના ઘરનો વચ્ચે માત્ર એક સડક જેટલુ અંતર હોવા છતા એમને દાદાને ઘેર એકલા જવા દેવામા આવતા નહિ. સર સૈયદ શરીરે મજબુત હોવાથી રમતા રમતાં કોઈ કોઇ પ્રસગે તોફાન કરતા અને બીજા છોકરાઓને મારતા પણ ખરા.

સૈયદ સાહેબના નાના ( માના બાપ ) પુત્રો, પૌત્રો અને દૌહિત્રો વગેરેની ટેવો ગૃહસ્થને છાજે તેવી બનાવવાને કેવી સાદી રીતે કામે લગાડતા તે સબધી થોડુક જાણવુ રસિક થઇ પડશે. સૈયદ કહેતા કે મારા નાના ( માના બાપ ) સવારનું ખાણુ જનાનખાનામાં જમતા. એક મોટુ દસ્તરખાન પાથરવામા આવતુ. તેની આગળ દીકરા, દીકરીઓ, પૌત્ર, પૌત્રીઓ, દૌહિત્રો, દૌહિત્રીઓ તથા દીકરાઓની વહુઓ સર્વે એમની સાથે જમવા બેસતાં. છોકરાઓ આગળ ઠાલી રકાબીઓ મુકવામાં આવતી. નાના સાહેબ દરેકને પૂછતા કે કઈ ચીજ જમશો ? જે કાઇ માગણી તે છોકરૂ કરતુ તે વસ્તુ ચમચામાં લઇને તેના મો આગળ મૂકી દેતા. સઘળાં બચ્ચા તેમની રૂબરૂ અદબ અને સફાઇથી જમતાં. સૌને ચિંતા રહેતી હતી કે કોઈ પદાર્થ નીચે પડવા ન પામે, હાથ ખરડાય નહિ અને કોળીઓ ચાવવાનો સાદ સંભળાય નહિ. રાતનુ ખાણુ તેઓ દીવાનખાનામાં જમતા. ત્યાં પરદો કરી લેવામા આવતો. મારી માતા અને મારી નાની માસી

પીરસવા આવતાં. અમે બધાં છોકરાં ને તેમની રૂબરૂ બેસતાં બહુ મુસીબત પડતી. કોઇના પગનો ડાઘ ધોએલી ચાંદની ઉપર પડી જાય તો બહુ નાખુશ થતા. શાહી વગેરેનો ડાઘ કોઇના વસ્ત્ર ઉપર જોવામાં આવતો ત્યારે પણ નારાજ થઇ જતા. સાંજરે દીવા થયા પછી પૌત્રો અને દૌહિત્રો જે નિશાળમાં ભણતા અને જેઓમા હુ પણ એક હતો તેઓ પોતાનો પાઠ સંભળાવવા તેમની પાસે જતા. જેને પાઠ સારો આવડતો તેને કેઇ સારી જાતની મિઠાઈ મળતી અને નહિ આવડતો તેને કશુ ન મળતું અને ધુરકીને કાઢી મેલતા.

સર સૈયદના પિતા તરવામાં તથા તીર મારવામાં બહુ કુશળ હોવાથી તેમને તે બન્ને હુનરો નાનપણથી શીખવવામાં આવ્યા હતા સાધુ પુરૂષો ઉપર આસ્થા રાખવાની ટેવ તેમને નાનપણથીજ પાડવામાં આવી હતી. કારણ તેમના પિતાની સાથે તેઓ શાહ ગુલામઅલી સાહેબની સેવામાં હમેશ જતા.

દીલ્લીથી સાત ગાઉ દૂર મુગલપુર કરીને એક ગામ છે. ત્યાં સૈયદ સાહેબના પિતાની થોડીક જમીન હતી. તેથી વસુલાત ઉઘરાવવાની વેળાએ તે પણ પોતાના પિતાની સાથે જતા અને એક એક અઠવાડિયું ગાળતા તેથી ગામડાની રહેણી કરણીનો અનુભવ મેળવવાનો તેમને પ્રસંગ મળતો.

સર સૈયદના પિતાને અકબરશાહના સમયમાં ગાદીએ બેસવાના વાર્ષિક દિવસે પોશાક મળતો. તે પોશાક તેમણે પોતાની હયાતીમાંજ સર સૈયદના નામ પર ચઢાવરાવી દીધો હતો. તેથી તે સબંધી વર્ણન કરતાં સૈયદ સાહેબ કહે છે કે " એક વેળા પોશાક મળવાની તારીખે એવુ બન્યું કે મારા પિતા સવારે વહેલા ઉઠીને કિલ્લે જતા રહ્યા અને હું મોડો ઉઠયો. ગમે તેટલી ઉતાવળ કરી ઘોડે બેસી ત્યાં પહોંચ્યો તો પણ મોડું થઇ ગયું હતુ. જ્યારે લાલ પડદાની પાસે પહોંચ્યો ત્યારે રીવાજ પ્રમાણે પહેલાં દરબારમાં જઇને આદાબ બજાવવાનો વખત બાકી રહ્યો હતો નહિ. દારોગાએ કહ્યુ હવે પોશાક પેહેરીને એકજ વેળા દરબારમાં જજો. જ્યારે પોશાક પેહેરીને દરબારમાં જવાનો મેં ઇરાદો કર્યો ત્યારે દરબાર બરખાસ્ત થયો હતો અને બાદશાહ તખ્ત ઉપરથી ઉઠીને હવાદાર પર સવાર થઇ ચુકયા હતા. બાદશાહે મને જોઇને મારા પિતા જે તે વેળા

જવાહારની પાસેજ હતા તેમને પૂછ્યુ કે એ તમારો દીકરો છે ? તેમણે જવાબ દીધો કે હજૂરનો ગુલામ છે પાદશાહ ચુપ રહી ગયા લોકોએ જાણ્યુ કે હવે મેહેલમા પધારી જશે. પણ તે તસ્બીહખાનામા પોહોચ્યા અને ત્યાં થોભી ગયા. તસ્બીહખાનામાં એક ઓટલો હતો અને ત્યા કોઇ કોઇ વેળા દરબાર ભરવામા આવતો, તે ઓટના ઉપર બેસી ગયા અને જવાહિરખાનાના દરોગાને જવાહિરની થાળી હાજર કરવાનો હુકમ કર્યો. હુ પણ ત્યા પહોચી ગયો હતો. બાદશાહે મને પોતાની પાસે બોલાવ્યો અને ઘણી મહેરબાનીથી મારા બન્ને હાથ પકડીને કહ્યુ "વાર કેમ લાગી ?" હાજર રહેલાઓએ કહ્યુ 'કહો કે ભૂલ થઇ' પણ હુ તો મુગે મોઢે ઉભો રહ્યો. જ્યારે હજૂરે બીજીવાર પૂછ્યુ ત્યારે મે જવાબ આપ્યો કે "સુઇ ગયો હતો." બાદશાહ હસ્યા અને કહ્યુ 'વહેલા ઉઠયા કરો' અને પછી હાથ મેલી દીધા. લોકોએ કહ્યુ પગે પડો. મે તેમ કર્યુ બાદશાહે જવાહિરની હમેશની ચીજો પોતાને હાથે પહેરાવી. મેં ભેટ આગળ ધરી. ત્યારબાદ બાદશાહ ઉઠીને ખાસ દેવડીમા થઇને મેહેલમા પધાર્યા બધા દરબારીઓ બાદશાહની આ મેહેરબાનીને લીધે મારા પિતાને મુબારકબાદ દેવા લાગ્યા આ વખતે સૈયદની ઉમર આઠ નવ વરસની હતી અને લગભગ આજ સમયમાં બ્રહ્મોસમાજના ઉત્પાદક રાજા રામમોહનરાયને બાદશાહે વિલાયત મોકલવા સારૂ કલકત્તેથી બોલાવ્યા હતા લંડન જતા પહેલા રાજા મજકુરને સૈયદ સાહેબે ઘણીવાર દરબારમા જોયા હતા.

સર સૈયદ કહે છે "મને મારી બિસ્મિલ્લાનો પ્રસગ યાદ છે ત્રીજા પોહોરનો વખત હતો. અને માણસો ઘણા એકઠા થયા હતા હઝરતશાહ ગુલામઅલી સાહેબ પણ પધાર્યા હતા. મને લાવીને હઝરત શાહ સાહેબની આગળ બેસાડવામાં આવ્યો આવી મોટી ઠઠ જોઇને હુ ગભરાઇ ગયો મારા મોં આગળ પાટી મુકવામા આવી. અને ઘણું કરીને શાહ સાહેબેજ મને કહ્યું, પઢો " બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. " પણ હું કશું બોલ્યો નહિ અને મેં હઝરત સાહેબની સામુ જોયા કર્યું. તેમણે ઉપાડીને મને પોતાના ખોળામાં બેસાડયો અને કહ્યું મારા ખોળામાં બેસીને ભણુશો? અને પહેલાં બિસ્મિલ્લા પઢીને " ઇકરા " ની પહેલી આયતો " માલમ યઅલમ "

સુધી પઢી. હું પણ તેમની સાથે સાથે બોલતો ગયો."

બિસ્મિલ્લાહ પઢી રહ્યા પછી એમના કુટુમ્બનીજ સ્ત્રી શિક્ષક પાસે ઘરમા કુરાનશરીફ શીખવા લાગ્યા એ શિક્ષણ પુરૂ થયા બાદ કુટુમ્બના મોલવી શિક્ષક પાસે ફારસી ભાષાની શરૂઆતની કિતાબો પઢયા પછી અરબીનો અભ્યાસ શરૂ કર્યો થોડીક કિતાબો બેપરવાહીથી પઢી રહ્યા પછી તેમના કુટુમ્બની ખાસ વિદ્યા ગણિત શાસ્ત્રનો અભ્યાસ કરવાનો તેમને શોખ થઇ આવ્યો. તેથી તેમણે તે અભ્યાસ પોતાના મામા નવાબ ઝેનુલઆબેદીનખાન પાસે શરૂ કર્યો. થોડાક ગ્રંથો વાચ્યા અને પછી ખગોળનો શોખ વધ્યો અને તે વિષયનો પણ યોગ્ય અભ્યાસ કર્યો ત્યાર બાદ વૈદક શાસ્ત્રના કેટલાક પુસ્તકોનો અભ્યાસ હકીમ ગુલામહૈદરખાન પાસે કર્યો અને દવા આપવાનો મહાવરો પણ કર્યો પછી એ અભ્યાસ છોડી દીધો. આ વખતે એમની ઉમર આશરે અઢાર ઓગણીસ વરસની હશે. સર્વે પ્રકારનો અભ્યાસ છોડયા છતા પોતાની મેળેજ જુદા જુદા વિષયોના ગ્રંથો વાંચવાનું ચલાવ્યા કર્યું. અને દિલ્હી શેહેરના પ્રખ્યાત વિદ્વાનો જેવા કે સહબાઇ, ગાલિબ વગેરેની સોબતમાં રહેવા માંડયુ.

### યુવાવસ્થા.

જુવાનીમા સર સૈયદ નાચ રંગ ગાનતાનની સભાઓમાં બહુ જતા. દિલ્હીમા વસતના મેળા દરગાહોમા ભરાતા હતા ત્યા ફાકડા લોકો તથા રંગ રાગના શોખીનો એકઠા થતા તેમની સાથે સર સૈયદ પણ શામીલ થતા. વળી જુદા જુદા પ્રસગો ઉપર બે ત્રણ મોટા રઇસોને ત્યાં પણ એવી સભાઓ મળતી ત્યાં દિલ્હી શેહેરના જાણીતા ગાનારા અને ગાનારીઓનો જમાવ થતો ત્યાં પણ સૈયદ સાહેબ જોવામા આવતા. જ્યારે નોકરીમાં જોડાઇને સર સૈયદ આગ્રે ગયા ત્યારે ત્યાં સદર દીવાની અદાલતના કેટલાક પ્રખ્યાત વકીલો અને મોટા ખાનદાની હતા. તે લોકો ઘણા શોખીન હતા અને વખતો વખત પ્રખ્યાત ઇમારતોમાં ગાનતાનની સભાઓ મેળવતા અને જાફતો ઉડાવતા હતા. તેમની સોબતમાં સર સૈયદ પણ શામીલ રહેતા. આ કારણોને લીધે તે પડતીના જમાનાના અમીરઝાદાઓમાં કેટલાક દુર્ગુણોએ દેખાવ દેવા માંડયો હતો, તેમાંના એકાદમાં ફસાઇ પડતાં

સૈયદ સાહેબ બચ્યા નહિ. જો કે સત્તર અઢાર વરસની ઉમરમા તેઓ બચરવાળ થઇ ગયા હતા, તોપણ એ આફતમાથી તેમણે પોતાનો છુટકારો ઘણી ચાલાકીથી અને જલદીથી કર્યો તે વાત એમના ઉંચા ગુણોનો અચુક પુરાવો છે પ્રસગો ન મળવાથી બચવુ એ સહેલુ છે પણ એક વખત જાળમા ફસાઇ પડયા પછી પોતાની સ્થિતિનુ ભાન થતા એકે સપાટે બહાર નીકળી જવુ એ ઉંચી શકિત વગર બની શકે નહિ

એકાએક સ્થિતિ બદલાવા માટે જે જે કારણો ઉત્પન્ન થયા તેમા તેમના મોટા ભાઇનુ અકાળ મૃત્યુ હતુ એ બે ભાઇઓ વચ્ચે એટલી પ્રીતિ હતી કે એકને બીજાની સોબત વગર ગમતુ નહિ ભાઇના મુઆ પછી તરતજ એમણે સ્વભાવ અને પોશાકમા ફેરફાર કરી દીધો અને શરીઅત પર ચાલનારાઓની રીતભાત પ્રમાણે વર્ત્તન કરવા માડયુ.

સર સૈયદ પોતે પણ કોમની બેપરવાઇ અને ઉંઘણશીપણા વિષે લખતા એક ઠેકાણે આ પોતાની ઠોકર વિષે ઇશારો કરે છે "કે અમે પણ એજ રંગમા મસ્ત હતા એવી ઘાડી ઉંઘમા પડેલા હતા કે ફરેસ્તાઓ જગાડે તોપણ ઉઠીએ નહિ અમારી કોમના કયા વિચારો છે જે અમારામા તે વખત નહોતા? તથા કઇ કાળી ઘટા અમારી કોમ ઉપર ઝઝુમી રહી છે જે અમારા ઉપર ઝઝુમી નહોતી? જ્યારે રિન્દ (ફાકડા) હતા ત્યારે ફરહાદથી પણ આગળ વધેલા હતા અને જ્યારે સુકા મુલ્લા હતા ત્યારે તેમા દંગ હતા જો સુફી હતા તો રૂમી સાહેબથી પણ વધારે હતા. હવે મૂળ બરાબર અને અમારી કોમના દુખથી દુખી છીએ "

તોપણ સર સૈયદના ભરોસાદાર સગા વહાલાઓની સાક્ષી ઉપરથી સિદ્ધ થાય છે કે એ ઉછરંગપણાના સમયમા જે કાઇ એમણે કર્યું તેનાથી ઘણા થોડાકજ માણસો જાણીતા હતા એ સબધી એ પોતે આ પ્રમાણે કહે છે "કે એક વિચિત્ર સમય હતો. તે કાળના ખાનદાની જુવાનીયાઓ જે કઇ કરતા તે એવી રીતે કરતા કે તેની કોઇને જાણ થવા પામતી નહિ અને પડદો પડેલોજ રહેતો કોઇ વર્ત્તણુક પ્રસિદ્ધ થવા પામતી નહિ. તેઓના અમલ આ વાત ઉપર હતો કે પોતાના શરીરનો ઘા છુપો

રાખો જેથી લોકોને જોઇને ચીતરી છટે નહિ. આ એક એવી સારી શીખામણ છે કે અગર જો માણુસથી કોઇ નઠારૂં કામ થઇ પણ જાય તો તેના નઠારાપણાની અસર તેના મનમાથી જવા પામતી નથી. આજ રસ્તો માણુસને તેમાથી મુકત કરવા માટે સહેલો અને સારો છે "

---

# પ્રકરણ બીજું.

---

## નોકરી–ગ્રંથ રચના–પાદશાહ તરફનો ખિતાબ

સન ૧૮૩૮ મા સૈયદના પિતા ગુજરી ગયા. તેમના ગુજરવાથી પાદશાહને ત્યાથી જે પગાર મળતો તે બંધ થયો માત્ર તેમની માતાના નામ ઉપર થોડોક માસિક રકમ ચાલતી થઈ. વળી કેટલીક જમીન માફીમાં પાળવામા આવતી તે પણ લઈ લેવામા આવી તેથી સૈયદ સાહેબને અંગ્રેજી નોકરીમા જોડાવાનો વિચાર થયો તેમના સગા વહાલાઓની ઇચ્છા કિલ્લા સાથે સબંધ તોડવા વિરૂદ્ધ હતી. તોપણ તેમણે તે બાબત નક્કી ઠરાવ કરી લીધો. પોતાને કાયદાનુ જ્ઞાન ન હોવાથી તે સંપાદન કરવાના યત્નો જારી કર્યા તેમના માસા મોલવી ખલીલુલ્લાખાન દિલ્લીમાં સદર અમીન હતા. તેમણે તેમને પોતાની કચેરીમા કામ શીખવાની પરવાનગી આપી. થોડાક દિવસ માહિતી મેળવ્યા પછી ફોજદારી સરરસ્તેદારની જગા ખાલી પડી તે એમને મળી થોડા દહાડા પછી એમની ઓળખાણવાળા રાબર્ટ-હેમિલ્ટન સાહેબ જે પાછળથી સર રાબર્ટ હેમિલ્ટન થયા તે દિલ્લીમા જજના હોદ્દા ઉપર આવ્યા. તેમની મુલાકાતને માટે સૈયદ સાહેબ ગયા અને નોકરી માગી. તેમણે એમને સેશન્સ કોર્ટના શિરસ્તેદારની જગાએ નીમવાની ઇચ્છા કરી. પણ તે કામની માહિતી ન હોવાથી તેમણે જગા કબુલ કરી નહિ. અને પોતાની અસલ જગાએ ચાલુ રહ્યા. આ વાતને ઘણો સમય વીત્યો નહિ તેટલામા રાબર્ટ સાહેબની બદલી આગ્રે કમિશ્નર તરીકે થઇ. ત્યાં જતાંજ તેમણે સૈયદ સાહેબને સને ૧૮૩૯ મા કમિશ્નરના નાયબ મુનશીની જગો આપી બોલાવી લીધા.

આ જગાએ સૈયદ સાહેબે વસુલાતખાતાના નિયમોની માહિતી જલદીથી મેળવી લીધી. તે વેળા આગ્રાની કમિશ્નરીના તાબાના કેટલાક જીલ્લાઓમાં બદોબસ્તનુ કામ ચાલતું હતું અને એ કચેરીમાં એજ બાબતનું કામ વધારે હતું. સર સૈયદે દફતરો રાખવાની નવી પદ્ધતિ દાખલ કરી તેજ પ્રમાણે દફતરો ગોઠવાયાં.

આ સમયમા તેમણે ફારસી ભાષામા પત્રકના રૂપમાં એક યાદી તૈયાર કરી હતી. તેનું નામ "જામે જમ" પાડયું હતુ. એ સન ૧૮૪૦ મા છપાઇને બહાર પડી. એમા અમીર તૈમુરથી તે અબુઝફર સિરાજુદ્દીન બહાદુરશાહ સુધી જુદા જુદા વંશોના ૪૩ બાદશાહોનો ટુંક વૃત્તાંત લખ્યો હતો

આ અરસામા તેમણે મુનસફીખાતાના દીવાની કાયદાઓનો એક ખુલાસો એટલા માટે લખીને તૈયાર કર્યો કે મુનસફની જગો મેળવવામા તે એક સાધનરૂપ થઇ પડે જ્યારે એ ખુલાસો તૈયાર થઇ ગયો ત્યારે કમિશ્નર સાહેબે તે સરકાર જોગ મોકલી આપ્યો અને સર સૈયદની ભલામણ મુનસફની જગોને માટે કીધી. આ ઉપરથી સરકારે એવો હુકમ આપ્યો કે જે મુનસફની જગા ખાલી પડે તે ઉપર એમને નીમવા. એમ છતાં એમને તે હોદ્દો મળે તે પહેલા તે નોકરીને માટે પરીક્ષા લેવાનો ઠરાવ થયો. તેથી કમિશ્નર સાહેબે તેમને પરીક્ષા આપવાની સલાહ આપી. આ ઉપરથી તેમણે પોતે પણ એ પરીક્ષાની તૈયારી કરવા માંડી અને પોતાના મોટા ભાઇ તથા મોળાઇ ભાઇને પણ તે કામને માટે તૈયાર કર્યા. એ પોતે અને એમના મોળાઇ ભાઇ પેહેલી પરીક્ષામાંજ પાસ થઇ ગયા અને એમના મોટા ભાઇ બીજે વરસે ફતેહમંદ નીવડયા.

પરીક્ષા બાદ તે ખુલાસો તેમણે છપાવી દીધો અને પછીની પરીક્ષાઓમા બેસનાર ઉમેદવારોને બહુ ઉપયોગી થઇ પડયો અને એને લીધે ઘણા માણસો મુનસફની જગાઓ મેળવી શકયા. સન ૧૮૮૪ માં લાહોરની અંજુમને ઇસલામે તેમને એડ્રેસ આપ્યું તેમાં પણ લોકો ઉપર કરેલા આ ઉપકારનો ઇશારો કરવામાં આવ્યો હતો.

સન ૧૮૪૧ માં મૈનપુરીમાં મુનસફની જગા ખાલી થઈ. તે જગા તેમને તા. ૨૪ મી ડિસેમ્બરને રોજ આપવામાં આવી. પણ તા. ૧૦ મી જાન્યુઆરી ૧૮૪૨ માં ત્યાંથી બદલાઇને તે ફતેપુર સીકરી ગયા આ શેહેર ઐતિહાસિક અગત્યતા ધરાવે છે ત્યાં સર સૈયદ ચાર વરસ સુધી રહ્યા. એ શેહેરમાં જયા અકબરનો સુવાનો મેહેલ હતો તેજ મેંહેલમાં તેમને રહેવાનો જોગ બન્યો, અને ચારે વરસ તેજ મકાનમાં કાઢયાં.

## ધાર્મિક પુસ્તકો.

આ સમયે સર સૈયદે ત્રણ પુસ્તકો રચ્યા અથવા છપાવ્યાં તેની વિગત આ છે.

( ૧ ) જિલાઉલ કુલૂબ બઝિક્રિલ મહબૂબ ( અંત કરણોની સફાઇ અને પ્રિયતમનુ વર્ણન ). આ પુસ્તકમાં હઝરત પેગમ્બર સાહેબ (સ.) નો જીવન વૃત્તાંત છે. આ ગ્રંથ રચવાનું કારણ એ હતુ કે મોલુદની મજલીસોમા જે પુસ્તકો વાંચવામાં આવતાં હતાં તેમાંની વિગત ભરોસા લાયક નહોતી. એમાં એમણે માત્ર ખરી હકીકતો દાખલ કરી હતી.

( ૨ ) તોહફએ હસન. આ તોહફએ ઇસ્ના અશરીયા નામના શીઆ પથના ધર્મ પુસ્તકના દસમા તથા બારમા પ્રકરણનો તરજુમો છે. દસમા પ્રકરણમા શીઆ લોકો જે તહોમતો હઝરત સિદ્દીક અકબર ( રદી ) ઉપર મુકે છે તે તથા તેમના જવાબો લખાયલા છે. અને બારમા પ્રકરણમાં તવલ્લા તથા તબર્રા (ધિક્કારની લાગણી જે શીઆ લોકો હઝરત અલી ક. સિવાય બીજા ત્રણ અસહાબોને માટે પ્રદર્શિત કરે છે તેનું વર્ણન) છે.

( ૩ ) તસ્હીલ ફીજર્રે સકીલ ( આકર્ષણની સહેલી સમજ ) આ અરબી ભાષામાં અબુ ઝરીમી નામના વિદ્વાને રચેલા ગ્રંથના ફારસી તરજુમા નામે મઅયાર ઉલઉકૂલનો ઉર્દૂ તરજુમો છે. આ પુસ્તકમાં ગ્રંથ કર્તાએ આકર્ષણના પાચે મૂળતત્વો વર્ણવ્યા છે. એટલે ભારે વસ્તુઓને ઊપાડવા કઠણ પદાર્થોને ચીરવા તથા જે પદાર્થોને દબાવવા અને નિચોવવા કઠણ છે તેમને દબાવવા તથા નિચોવવા સારૂ પાંચ યાંત્રિક શક્તિઓ જણાવી છે અને તેમની બનાવટ તથા ઉપયોગની જુદી જુદી રીતોનું વર્ણન કરેલું છે.

## બાદશાહ તરફથી ખિતાબ.

સન ૧૮૪૨ માં જ્યારે સર સૈયદની બદલી મૈંપુરીથી ફતેપુર સીક્રીમાં થઇ ત્યારે છુટીના પ્રસંગે તેઓ દિલ્લીમા આવ્યા. તે વખતે બાદશાહી દરબારમાં નાયબ વજીરના હોદ્દા ઊપર હકીમ અહસનુલ્લાખાન કરીને એક ગૃહસ્થ હતા. તેમણે બાદશાહ આગળ સર સૈયદની વાત કાઢી અને અરજ કરી કે તેમને તેમના દાદાનો ખિતાબ મળવો જોઇએ આ અરજ બાદશાહે સ્વીકારી અને તેમના દાદાનો ખિતાબ "જવાદુદ્દવલા" લખાઇને બાદશાહ આગળ રજુકરવામા આવ્યો પણ બાદશાહે પોતાની તરફથી તેમા "આરિફજંગનો" વધારો કરીને જવાદુદ્દવલા સૈયદ એહેમદખાન આરિફજંગનો માન ભરેલો ઇલકાબ હમેશની ક્રિયાઓ કરીને તેમને અર્પણ કર્યો.

થોડા દિવસ પછી એમના મોટા ભાઇ ભરજુવાનીમાં ગુજરી ગયાથી તેમની માને ઘણો શોક થયો. તેથી માને દિલાસો દેવા સારૂ પાસે રહેવાની ઇચ્છાથી તેમણે પોતાની બદલી તા ૧૮મી ફેબ્રુઆરી ૧૮૪૬ માં ફતેપુર સીક્રીથી દિલ્લી કરાવી અને તેઓ બદલો સદર અમીનની જગાએ નીમાયા ત્યા સુધી એટલે સન ૧૮૪૬થી ૧૮૫૪ સુધી ત્યાજ રહ્યા આ અરસામા માત્ર બેજ વખત થોડા દિવસને માટે સન ૧૮૫૦ અને ૧૮૫૩મા સદર અમીનની કામ ચલાઉ જગાએ રોહતક ગયા હતા,

જ્યારે એ દિલ્લીમા આવ્યા ત્યારે એમની ઉમર ૨૯ (ઓગણત્રીસ) વરસની હતી. એમણે નાનપણમાં જે અભ્યાસ કર્યો હતો તે જરા બે ફીકરાપણાથી કર્યો હતો તેથી એમનો વિચાર એ અભ્યાસને તાજો કરવાનો થયો તેથી દિલ્લીના ત્રણ પ્રખ્યાત વિદ્વાનો પાસે જુદા જુદા વિષયોનો અભ્યાસ કર્યો અને સનદ મેળવી.

## આસારૂસ્ સનાદીદ (પ્રાચીન કારીગરીઓની નિશાનીઓ).

દિલ્લીના વસવાટ દરમિયાન શેહેર તથા આસપાસની પ્રાચીન ઇમારતો સંબંધી શોધખોળ કરવાનો વિચાર તેમને ઉત્પન્ન થયો. મોટા ભાઇના મરણથી માસિક સો રૂપિયાની ઉપજ ઓછી થઇ હતી. વળી તેમના બાપની કિલ્લામાંની બધી જાતની આમદાની પણ બંધ થઇ ગઇ હતી. માત્ર કંઇક

ભાડાની ઉપજ અને સયદ સાહેબના માસિક સો રૂપિયા ઉપર આખા ઘરના ગુજરાનનો આધાર હતો. તેથી તે પોતાનો બધો પગાર માને આપી દેતા. તેમાંથી માત્ર પાંચ રૂપિયા ખર્ચને માટે તેમને મળતા. ઘરની આવી તંગ સ્થિતિને લીધે પ્રમાણિકપણે ઉપજ વધારવાનો વિચાર તેમને ઉત્પન્ન થયો. તેથી તેમના ભાઇએ ચાલુ કરેલું વર્ત્તમાન પત્ર નામે "સૈયદુલ અખબાર" તેમણે હાથમાં લીધું અને તેની ઉન્નતિ કીધી અને દિલ્લીની કંઇક હકીક્ત એકઠી કરીને પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાનો ઇરાદો કર્યો. વર્ત્તમાન પત્ર તો થોડા દહાડા ચાલ્યા બાદ બંધ કરવુ પડ્યું. પણ ઇમારતોની શોધખોળનુ કામ મહા મેહેનતે ચાલું રહ્યું. છૂટી વેળા દહાડાઓ સુધી બહાર રહેતા. આ કામમાં તેમની સાથે ઘણી વખતે તેમના મિત્ર મોલાના ઇમામબખ્શ પણ રહેતા હતા.

બહારની ઇમારતો સંબધી શોધ ખોળનુ કામ ઘણુજ મુશ્કેલ હતું. ઘણી ઇમારતો ભાગી તુટીને ખડેર થઈ ગઈ હતી. કેટલીકમાના લેખો વાચી શકાતા નહોતા ઘણા ખરા લેખોમાથી જોઇતી હકીકત મળી આવતી નહોતી. કેટલાક લેખો એવી ભાષામા લખાયલા હતા કે જેથી કોઇ પણ જાણોતું નહોતુ. કેટલાક પુરાતન મકાનોના જરૂરી ભાગો નાશ પામ્યા હતા. અને જે ભાગો ભાગોટુટી સ્થિતિમાં ઉભા રહેલા હતા તે ઉપરથી કાઇ પત્તો મળતો નહિ કે આ મકાન કોણે અને કયા પ્રસગે બનાવ્યુ હતુ. લેખોમા ઇમારતોના સ્થાપકોના નામો હતાં તેમના સંબંધી ઇતિહાસોમાથી હકીકત ખોળી કાઢવી પડતી હતી કેટલાક વિધા સ્થાનોની સ્થિતિ એટલી બદલાઇ ગઇ હતી કે તેમના સબંધી માહિતી મેળવવી મુશ્કેલ હતી વળી કેટલાક મકાનોનુ ક્ષેત્રફળ માપીને કાઢવાનુ હતુ. દરેક ઇમારતનો હેવાલ લખવો, લેખોની છાપો તૈયાર કરવી, દરેક ભાગી ટુટી ઇમારતનુ ચિત્ર કઢાવવુ, આ પ્રમાણે સવાસોથી વધારે ઇમારતોનું કામ પુરૂ કરવું એ ખરેખાત મોટી મુસ્કેલીની વાત હતી. તે સર સૈયદની ભાવિષ્યની મોટાઇની શરૂઆત હતી.

આટલી બધી મહેનત છતાં "આસારૂસ્સનાદીદ" ની પહેલી આવૃત્તિ દોઢ વરસમાં છપાઇને તૈયાર થઈ. તેમાં ચાર પ્રકરણ હતાં. પેહેલુ

પ્રકરણ. શેહેર બહારની ઇમારતોનું વર્ણન. બીજુ પ્રકરણ. લાલ કીલ્લો અને તેની માંહેની ઇમારતોનું વર્ણન ત્રીજુ પ્રકરણ. તલ શેહેર શાહજહાનાબાદની ઇમારતો વગેરેનું વર્ણન. ચોથું પ્રકરણ. દિલ્લીના પ્રખ્યાત માણસો જે સર સૈયદના સમકાલીન હતા અથવા તેથી પેહેલા થઇ ગયા તેમનું વર્ણન. પેહેલા પ્રકરણમાં આશરે ૧૩૦ ઇમારતોનું વર્ણન છે જેમાં હિંદુ અને મુસલમાન બન્નેની ઇમારતો શામીલ છે અને ઘણીખરીના લેખોના નકલ પણ સાથેજ આપેલી છે. બીજામા ૩૨ નુ વર્ણન લેખો અને ચિત્રો સહિત છે. ત્રીજામા ૭૦ હવેલીઓ, મસીદો, મદારો, બજારો, વાવ કુવા વગેરેનો હેવાલ છે. ચોથા પ્રકરણમા શરૂઆતમા જે શેહેરો, કિલ્લા અને મેહેલો વિક્રમ સંવત ૪૦૪ થી આખર સુધી વખતોવખત હસ્તિમાં આવ્યાં તેમનુ વૃત્તાત છે. ત્યારપછી દિલ્હીની આબો હવા તથા ઉર્દુ ભાષા સબધી લખાણ છે. છેવટે દરેક વિદ્યા હુન્નરમા પ્રવીણતાને માટે પ્રખ્યાત પુરૂષોનાં ચરિત્ર છે.

આ આવૃત્તિ સન ૧૮૪૭ મા છપાઇને તૈયાર થઇ. શાહજહાનાબાદના કલેકટર અને માજીસ્ટ્રેટ મિસ્ટર રોબર્ટસ આ અરસામાં વિલાયત જતાં પોતાની સાથે આ પુસ્તકની એક પ્રત લેતા ગયા. ત્યાં રોયલ એશિયાટિક સોસાયટીની રૂબરૂ તે રજુ થતા મેમ્બરોએ એ પુસ્તક પસદ કર્યું, અને કોર્ટ આફ ડાયરેકટરોના કેટલાક મેમ્બરોની ઇચ્છાને અનુસરીને તેનો તરજુમો અગ્રેજીમા કરવાનો ઠરાવ થયો. તે ઉપરથી મી. રોબર્ટસ સાહેબ વિલાયતથી પાછા ફર્યા બાદ તેમણે આ હકીકત સર સૈયદ એહેમદને કહી તેમણે જુની આવૃત્તિમા રહી ગએલી કેટલીક ખામીઓ મહા મેહેનતે દૂર કરી અને નવા ચિત્રો તૈયાર કરાવ્યાં. લખાણમાં પણ ઇચ્છવા જોગ ઘણો સુધારો કર્યો. પણ એ બીજી આવૃત્તિ છપાય તે પહેલાં તો બળવો થયો, અને નકશા વગેરે વસ્તુઓ નાશ પામી. જે કાઇ તેમાંનું પાછળથી મળી આવ્યુ તે મોહોમેડન એંગ્લો એંરીએન્ટલ કોલેજ અલીગઢની લાયબ્રેરીમાં મુકવામાં આવ્યુ છે. આ પુસ્તક તૈયાર કરવામાં સર સૈયદે પૈસા મેળવવાની આશા રાખી હતી તે પરિપૂર્ણ થઇ નહિ.

દિલ્લીના કલેકટર અને માજીસ્ટ્રેટ મી. રાબર્ટસ સાહેબે સર સૈયદની સાથે ભાગમાં તરજુમો કરવો શરૂ કર્યો પણ થોડોક તરજુમો થયો તેટલામાં સાહેબની બદલી બીજે થઇ ગઇ. ત્યાર પછી અંગ્રેજી તરજુમો થયો કે નહિ તેની કાંઇ ખબર પડી નહિ પણ ફ્રાન્સના પ્રખ્યાત પૂર્વ તરફની ભાષાઓના અભ્યાસી મોંસ્યુ ગાર્સન દતાસીએ સન ૧૮૬૧ માં તેનો તરજુમો ફ્રેચ ભાષામા કરીને પ્રગટ કર્યો અને તેની એક નકલ સર સૈયદને પણ મોકલી. આ તરજુમો જોઇને લંડનની રોયલ એશિયાટિક સોસાઇટીએ સર સૈયદને મજકુર સોસાયટીના આનરરી ફેલો નીમ્યા. સન ૧૮૬૪ મા સોસાયટી મજકુરના સેક્રેટરી સાહેબનો કાગળ તા. ૨૦મી જુન ૧૮૬૪ નો લખેલો સૈયદ સાહેબને પહોંચ્યો તેમાં એમ લખેલુ હતું કે "યુરોપમાં આપના પુસ્તકની બહુ કદર કરવામાં આવી છે અને સોસાયટીના કેટલાક મેમ્બરોના એકત્ર અભિપ્રાયથી આપને મજકુર સોસાયટીના ઓનરરી મેમ્બર નીમ્યા છે. ત્યાર બાદ જે ડિપ્લોમા (એટલે સનદ) મોકલવામાં આવ્યો તેનો તરજુમો નીચે પ્રમાણે છે.

**લંડન તા. ૪થી જુલાઈ ૧૮૬૪ (ઈ. સ.)**

હર મોસ્ટ એકસેલેન્ટ મેજેસ્ટી વિકટોરિયાના મુરબ્બીપણા હેઠળની ગ્રેટબ્રિટન અને આયર્લેંડની રોયલ એશિયાટિક સોસાયટીએ આજ રોજ સૈયદ એહેમદખાનને આ સોસાયટીના આનરરી મેમ્બર નીમ્યા છે. જેની સનદ તરીકે આ ડિપ્લોમાં મોકલવામા આવે છે.

(સહી) એડવર્ડ કોલબ્રુક પ્રેસિડન્ટ.
(સહી) એચ. રોલિન્સન ડાયરેકટર.
(સહી) રેન હોલ્ડરાસ્ટ સેક્રેટરી.

આસારસ્સનાદીદ લખવાનું કામ ચાલતું હતું તે અરસામાં બીજા પણ ગ્રંથો તેમણે લખ્યા હતા. તેમાં બે ખગોળ વિદ્યા સંબંધી હતા. ત્રણ પુસ્તકો ધર્મ સંબંધી લખ્યા અને બે ઇતિહાસના.

તા. ૧૩ મી જાન્યુઆરી સન ૧૮૫૫ ને રોજ તેઓ દિલ્લીથી બિજનોર બહાલ સદર અમીનની જગ્યોએ ગયા. આ જગાએ સવાબે વરસ

રવા પછી બળવો જાગ્યો. અહી પોતાની સરકારી ફરજો ઉપરાત તેમણે બે પુસ્તકો લખ્યાં જેનું વર્ણન આગળ આવશે.

## બિજનોર જીલ્લાનો ઇતિહાસ.

જ્યારે સર સૈયદ એહેમદ બિજનોર ગયા ત્યારે સદર બોર્ડ તરફથી દરેક જીલ્લામા એક સરકયુલર મોકલવામા આવ્યો હતો કે જે જીલ્લાનો બંદોબસ્ત પુરો થઈ જાય તેનો તફસીલવાર ઇતિહાસ તૈયાર કરાવવો આ સરકયુલર સબધી એક દિવસે કલેકટર સાહેબે સર સૈયદ સાથે વાતચીત કરી. સૈયદે કહ્યુ કે આ જીલ્લાનો ઇતિહાસ હું લખીશ તે ઉપરથી કલેકટર બહુ ખુશ થયા અને બદોબસ્ત ખાતાની આફીસમા હુકમ મોકલ્યો કે સદર અમીન સાહેબને જે કોઇ કાગળની અથવા પટેલ તલાટીની જરૂર પડે તે તેમની પાસ મોકલી આપવા. સર સૈયદે આ ઇતિહાસ પણ પોતાની ટેવ પ્રમાણે ઘણી તજવીજથી લખ્યો. જ્યારે આ પુસ્તક તૈયાર થયુ ત્યારે કલેકટર સાહેબે તે સદર બોર્ડની તરફ મોકલ્યુ પણ તે પાછુ આવ્યા પહેલા બળવો જાગ્યો અને આગ્રામા સરકારી દફતરો ભેગો એનો પણ નાશ થઇ ગયો બિજનોરના કલેકટર શેકસ્પીયર સાહેબ પોતાના તા ૫ મી જુન સન ૧૮૫૮ ના કાગળમા લખે છે કે "સૈયદ એહેમદખાન જે બબતો પોતાની ફરજ સાથે સબધ ધરાવતી નથી તે તરફ પણ પુષ્કળ ધ્યાન આપે છે એમણે આ જીલ્લાનો ઇતિહાસ ઘણી શોધ ખોળ કરીને તૈયાર કર્યા હતો જે મે બળવાની પહેલા થોડાક દિવસ ઉપર સરકારમાં મોકલ્યો હતો જો એ પુસ્તક હાલમા મારી પાસે હોત તો ઘણુ ઉપયોગી થઈ પડત પણ એવુ અનુમાન થાય છે કે આગ્રામા તે બળવાને લીધે નાશ પામ્યુ હશે

આ ઇતિહાસમા સર સૈયદે ફસલી સન સબધી એક લાબું લખાણ કર્યું હતું અને જે ભૂલ ફસલી અને અમલી સનને એકજ સમજી લેવામાં સરકારી દફતરોમાં હમેશ રહી જતી હતી તે ઉપર લબાણથી વિવેચન કરીને સરકારનું ધ્યાન ખેંચ્યું હતુ, અને તેને લીધે જે અડચણો ઉત્પન્ન થતી તેનુ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું હતું. જો કે એમ ખાત્રીપૂર્વક કહી શકાતું નથી કે સર સૈયદના આ લખાણ ઉપર ધ્યાન પહોચાડીને

સરકારે તે ભુલ સુધારી, કારણ કે તે ઇતિહાસ ૧૮૫૭ ના બળવામાં નાશ પામ્યો હતો તોપણ હકીકત એ છે કે સદર બોર્ડનો એક સરક્યુલર સન ૧૮૬૦ મા અને બીજો સન ૧૮૬૧ માં સરકારની મંજુરીથી પ્રગટ થયો, જેની રૂયે ફસલી સન અને હિસાબી સન ઉપરાંત મેહેસુલી સન મુકરર થઈ જે અમલી સનને મલતી આવતી હતી. તેને લીધે બધી અડચણો જે ઇતિહાસમા જણાવવામા આવી હતી તે દૂર થઇ ગઈ કદાચ એમ હશે કે એ સબંધી સર સૈયદે જે કંઇ ઇતિહાસમા લખ્યું હતું તે બોર્ડના કોઇ મેમ્બરની યાદમા રહી ગયુ હોય અને બળવા પછી બે ત્રણ વરસે તેનાજ આધારે મેહેસુલી વરસની સ્થાપના થઇ હોય. આ સંબધી સર સૈયદ એહેમદે સન ૧૮૬૬ મા સાયન્ટિફિક સોસાયટી અલીગઢ સમક્ષ એક ઘણુ ઉપયોગી ભાષણ કર્યું હતુ.

## આઇને અકબરીનો સુધારો.

જ્યારે સર સૈયદ દિલ્લીમા મુનસફ હતા ત્યારે એક પ્રખ્યાત વેપારી હાજી કુતબુદ્દીને તેમને કહ્યુ હતુ કે આઇને અકબરીને તપાસીને તેને જો આપ સુધારી આપો તો હું છપાવીને બહાર પાડીશ અને તેના બદલામા આપને ૧૬૦૦ રૂપિયાની કીમતની નકલો આપીશ. આવી દરખાસ્ત પોતાની હકુમત હેઠળના એક વેપારીની હોવાથી તે કબુલ કરવી તેમને ઠીક લાગી નહિ. તોપણ આવાં કાર્યોમાં ગુંથાવનુ એમને ઘણું ગમતું તેથી બિજનોર ગયા પછી એ કામ એમણે શરૂ કર્યુ.

આઇને અકબરી સામાન્ય ફારસી પુસ્તકોથી જુદી ઢબનું પુસ્તક હતું. વળી લહીઆઓની ભુલો તેમાં ઘણી હતી. સમય વીત્યાથી કેટલુંક લખાણુ ફીકી ગએલુ હતું. તેથી તેમા સુધારો કરવાનુ કામ ઘણું કઠણ હતુ. તોપણ સર સૈયદે તેની કેટલીક નકલો મહા મુસીબતે મેળવી તેમાં એક બે ખરી નકલો પણ મળી આવી. તેથી શુદ્ધ અને અશુદ્ધ નકલો તે સરખાવીને એક શુદ્ધ નકલ તૈયાર કરી નાંખી ફારસી, અરબી, તુર્કી, હિંદી અને સંસ્કૃત ભાષાઓના અપરિચિત શબ્દોનો ખુલાસો કર્યો. જે રૂઢિઓ અકબરના વખતમાં દરેક કાયદાના સંબંધમાં ઉપયોગમાં આવતી અથવા અનુલક્ષીને

પોતે શોધી કાઢી હતી તેનો ખુલાસો ઠેક ઠેકાણે લખ્યો તે સમયના વજનો અને સિક્કાઓની સરખામણી આ સમયના વજન તથા સિક્કા સાથે કરી. જે પત્રકોમા ખાના ખાલી માલમ પડયા તે બીજાં પુસ્તકોની મદદથી ભરીને પુર્ણ કર્યા. જ્યા ગ્રંથકારે પોતે ખાના ભરવામા ભૂલ ભરેલા આંકડા લખ્યા હતા તે શોધ ખોળ કરીને દુરસ્ત કર્યા, કોઇ કોઇ પત્રકમા આંકડાને બદલે અક્ષરો લખવામા આવ્યા હતા તેમાં અક્ષરોને બદલે આકડા લખ્યા. વળી કેટલીક હકીકત વધારે વિગતવાર સમજાવવાની ખાતર પોતાની તરફથી ખુલાસા લખ્યા અને સિક્કાઓની છબીઓ પણ આપી. તે સિવાય ઘણા યોગ્ય સુધારા વધારા કર્યા.

વળી અસલ ગ્રંથમા કોઈ કોઈ ઠેકાણે ચિત્રો આપેલા હતાં. પણ સર સૈયદે ઘણું કરીને દરેક જાણવા લાયક બીનાને માટે યોગ્ય ચિત્રો કઢાવીને પુસ્તકમાં દાખલ કર્યા કલકત્તા કોલેજના પ્રિન્સિપાલ મી એચ બ્લોકમેન સાહેબે સન ૧૮૭૩ મા જયારે આઇને અકબરીનો ફરીથી તરજુમો કર્યો ત્યારે જે ચિત્રો તેમા દાખલ કર્યા તે આજ ચિત્રોની નકલો છે.

પેહેલો અને ત્રીજો ભાગ આ પ્રમાણે શુદ્ધ થઇને છપાઈ ગયો. પણ બીજા ભાગમા એ અડચણ આવી કે તેમા ખંડણીના નિયમો તથા આખા હિંદના તે બાબતની ઉપજના આંકડા બધી નકલો જે સર સૈયદ પાસે હતી તેમાં જુદા જુદા માલમ પડયા. તેથી ઘણી શોધ ખોળ કરવી પડી. છેવટે તેમના નાના નવાબ હબીબુદ્દવલાની પુસ્તક શાળામાંથી એક પુસ્તક મળી આવ્યું જેમાં એ સંબધી ખરી હકીકત હતી, તેમાંથી ઉતારો કરીને તે ભાગ છાપખાનામાં મોકલ્યો. પણ તેના થોડાક ફરમા છપાઇને તૈયાર થયા હતા એટલામાં તો બળવો જાગ્યો અને તે આખો ભાગ તથા છાપેલા ફરમાનો નાશ થઈ ગયો હવે માત્ર પેહેલો અને ત્રીજો ભાગ કોઈ કોઇ ઠેકાણે મળી આવે છે.

બળવાની પેહેલાં માત્ર સવાબે વરસ સર સૈયદ બિજનોરમાં રહ્યા. આ ટુંક સમયમાં પણ ઉપર વર્ણવેલાં કામો ઉપરાંત પોતાની નોકરીની ફરજો બજાવી અને તે સિવાય બીજાં પણ કામો તેમણે કર્યા. એમનું વલણ ઇમારતો તરફ ઘણું હતુ તેથી કલેકટર સાહેબે જાહેર ઉપયોગનાં

કામોની કમિટીનો વહીવટ એમને સોપ્યો હતો. તેજ એનો રીપોર્ટ લખતા અને ઉપયોગી કામો કરવામાં ખરચ કરતા અને જાતે તે ઉપર દેખરેખ રાખતા. બીજાં ઘણાં કામો ભેગું એ પણ તેમણે કર્યું કે બિજનોરની વસ્તીની પાસે ધોરી રસ્તાની વચ્ચો વચ્ચ એક પોહોળો અને ઉંડો ખાડો પડયો હતો, તેજ રસ્તે ઘોડા ગાડીઓ સ્વાર પાળા સર્વે જતા આવતા હતા. ઘણી વખત ગાડીઓ ઉંધી પડતી, બળદોને નુકસાન થતું. વરસાદમાં તે ખાડો ભરાઈ જવાથી લોકોને વિવિધ પ્રકારની અગવડો ખમવી પડતી. આ પ્રમાણે ઘણા વરસ સુધી ચાલ્યું. પણ કોઇને તેના ઉપાયની સુઝ પડી નહીં. સર સૈયદે તે ખાડા ઉપર પુલ બંધાવ્યો અને દારાનગર સુધી એક સડક તૈયાર કરાવી તેથી જતા આવતા વટેમાર્ગુઓને ઘણી સવડ મળી.



# ત્રીજું પ્રકરણ.

## સન ૧૮૫૭ થી ૧૮૬૮ સુધી.

## બળવાના સમયનું વર્ણન.

જે બનાવે હિંદના ઇતિહાસમાં ૧૮૫૭ ની સાલ ઉપર એક કાળો ડાઘ પાડયો છે અને જે હિંદવાસીઓના નસીબનો નિર્ણય કરનાર છે અને જેનાથી સર સૈયદના વિચારોમા મોટો ફેરફાર થયો તે સૈયદ મજકુરને બિજનોરમા જોવો પડયો. આ હદ્દામા આવે એમને બે વરસ અને ચાર માસ થયા હતા એટલામા તા ૧૦ મી મે સન ૧૮૫૭ ને રોજ દિલ્લીમાં બડ ઉઠયુ અને આ ખબર તા ૧૨ મીને દિવસે બિજનોરમા પહોંચી. અહીં તે વખતે યુરોપિયન અને યુરેશિયન પુરૂષ સ્ત્રી અને છોકરાં મળીને ૨૦ ( વીસ ) જણુ હતા. સર સૈયદે પોતાની પેહેલી ફરજ એ નક્કી કરી હતી કે જ્યાં સુધી જીવ બાકી રહે ત્યા સુધી આ વીસ જણનુ રક્ષણ કરવા બનતી દરેક કોશિશ કરવી. જે દુખ અને સકટો ત્યા વેઠવા પડયાં તે અતિ સતાપજનક હતા. એમનુ સપૂર્ણ વર્ણન સર સૈયદે લખેલી "સરકશી-એ બિજનોર" નામની ચોપડીમાં લખેલુ છે. માટે અહીં વિગતવાર લખવાની જરૂર નથી.

ટુકામા તે ભયકર સમયમાં સર સૈયદ હિંમત અને બહાદુરીથી જે યુરોપિયનો ત્યા હતા તેમની સાથે રહ્યા દરેક નાજુક વખતે તેમની સાથે શામીલ રહ્યા અને સરકારની તરફ વફાદારી કાયમ રાખી જે લોકો સરકારનું ભલુ ઇચ્છનાર હતા તેમને ઉતેજન આપી વધારે વફાદાર બનાવ્યા. વળી જેમના મન ડામાડોળ થયાં હતાં તેમને સારી સલાહ આપી અને બની શકયુ ત્યા લગી તેમના વિચારોમા સુધારો કર્યો. આ વાત તે કાગળનો અનુભવ પામેલા અને યુરોપી અમલદારોની નોધ પ્રમાણે જણાય છે, કે સર સૈયદનીજ સુવ્યવસ્થા, ડહાપણ અને ચોખ્ખા મનને

લીધે સઘળાં યુરોપિયન અને ખ્રિસ્તી સ્ત્રી પુરુષો અને બાળકો સહી-સલામત ત્યાંથી નીકળી રૂરકી જવા પામ્યાં.

મી. શેક્સપીયર તે વખતે બિજનોરના કલેકટર હતા. જો કે સર સૈયદને તેમની સાથે હોદ્દાની રૂયે કશો સબંધ નહતો તે છતાં એ સાહેબ અને એમની સ્ત્રી સાથે એમને મિત્રાચારીનો ઘાડો સંબંધ હતો. જ્યારે બિજનોરમાં બળવાનાં ચિન્હો જણાવા લાગ્યાં ત્યારે મિસીસ શેકસપીયર બહુ ગભરાયાં. જ્યારે સર સૈયદને આ વાતની ખબર પડી ત્યારે તે બંગલે ગયા અને તેમને દિલાસો દઇને કહેવા લાગ્યા. " જયાસુધી અમે જીવતા છીયે ત્યા સુધી ગભરાવાની જરૂર નથી. જ્યારે અમારૂ શબ બંગલાની સામે પડેલું જોવામાં આવે ત્યારે ગભરાવવાને અડચણ નથી. મિ. શેકસ્પી-યર પાછળથી સર સૈયદની આ વાતચીત વારવાર યાદ કરતા અને આ-ભાર માનતા.

સર સૈયદે આ ભાષણ માત્ર શબ્દોમાં ન રહેવા દેતાં તેના ઉપર અમલ કરીને ખરૂં કરી બતાવ્યું. આખી રાત હથિયાર બાંધીને તેઓ કલે-કટર સાહેબને બંગલે બીજા હિંદી અમલદારોની સાથે પહેરો ભરતા. એક વેળા એવુ બન્યુ કે ૨૯ મી પલટણની એક ટુકડી બદલીપર સહરાનપુરથી મુરાદાબાદ જતાં બિજનોરમાં આવી અને તેમનો સુબેદાર કેટલાક સિપાઇ-ઓની સાથે કલેકટર સાહેબને બંગલે ગયો. કોઇએ સર સૈયદને ખબર આપી કે આ ટુકડી નિમકહરામ થઇ છે અને તોફાનના ઇરાદાથી કલે-કટર સાહેબને બંગલે ગઇ છે. સૈયદ સાહેબને ખાત્રી થઈ ગઈ કે હવે અંગ્રેજો જોખમમાં છે. તેજ ઘડી હથિયાર બાંધીને બંગલે ગયા. તે વેળા તેમની સાથે તેમનો ભત્રિજો પણ રહેતો હતો. પોતાના ચાકરને જતી વેળા કહેતા ગયા કે તું આ છોકરાની સંભાળ રાખજે અને જો હું માર્યો જાઉં તો એને કોઈ સહીસલામત જગાએ પહોંચાડી દેજે. પણ બંગલે પહોંચ્યા પછી ખરી હકીકત જાણમાં આવી.

એક રાત્રે બધા યુરોપિયન અને યુરેશિયનો કલેકટર સાહેબને બંગલે હતા. તેમના રક્ષણને માટે એક મોટું ટોળું ત્યાં રહેતું હતું. તે લોકોમાં બેવફાઇનો વા વાયો અને તેમની મદદ માટે મુરાદાબાદથી બળવાખોરોનું

એક લશ્કર તોપખાનું લઈને આવવાની તૈયારીમાં હતુ. તે સમય બહુ બારીક હતો. તે વેળા સૈયદ સાહેબ જાતે તે ટોળકી પાસે ગયા અને નવાબ મહમુદખાન જે તેમનો સરદાર હતો તેની સાથે વાતચીત કરવા લાગ્યા. તેમણે તેમને સમજાવ્યા કે થોડાક અંગ્રેજોને મારી નાખવાથી તમને શો લાભ થશે? સૌથી સારી વાત તો એ છે કે તમે એમને સહી સલામત અહીંથી જવા દો અને મુલકના માલેક થઈ જાઓ. એવી રીતે ભય ભરેલા વખતમાં હોશ ઠેકાણે રાખીને તેમણે વાતચીત કરી અને ફાયદા નુકસાન એવી રીતે તેમને સમજાવ્યા કે વાત તેમને ગળે ઉતરી અને બધા અંગ્રેજોને સહીસલામત રૂડકી જવા દીધા આ પ્રસગે કલેક-ટર તરફથી જે લખાણ સર સૈયદે નવાબ મહમુદખાનને આપ્યુ તે પ્રમાણે જો તે વર્ત્યો હોત તો તેને પાછળથી કંઈ પણ વિટંબણા પડત નહિ. એટલુંજ નહિ પણ અંગ્રેજી રાજ્ય સ્થાપી થયા પછી બીજા શુભેચ્છકો સાથે જેવી રીતે વર્તણુંક ચલાવવામાં આવી તેમ તેની સાથે પણ થાત. પણ તેણે તેમ કર્યું નહિ.

અંગ્રેજો રૂડકી જતા રહ્યા ત્યાર પછી સર સૈયદ અને તેમના મિત્ર મીરતુરાબઅલી જે બિજનોરના તહસીલદાર ( મામલતદાર ) હતા તે બન્ને તેજ રાત્રે બસીકોટલા કરીને બિજનોરથી ૭ સાત ગાઉ દૂર ગામ છે ત્યાં ચાલ્યા ગયા. પણ નવાબે સવાર મોકલી તેમને ત્યાંથી પાછા બોલા-વ્યા તેથી આવવું પડયુ. ડેપ્યુટી રેહેમતખાન પણ હલદોરથી આવી પહોંચ્યા. નવાબે એવી આશા રાખી હતી કે જ્યારે આ લોકો મને મ-ળવા આવશે ત્યારે મારી આગળ ભેટ મુકશે. પણ તેમણે તેમ કર્યું નહિ. તેથી તેણે નાખુશ થઈ કહ્યું કે તમે હમેશ પ્રમાણે પોતાની નોકરી બિજ-નોરમાં કર્યા જાઓ. સર સૈયદે પોતાનું દીવાની કામ જેમ અંગ્રેજોના વખતમાં કરતા હતા તેમ કરવાનું ચાલુ રાખ્યુ. જે મુકદ્દમાઓ અને રી-પોર્ટો જડજ સાહેબને ત્યાં મોકલવા લાયક જણાતા તેમના સંબંધમાં કચે-રીમાં ખુલ્લી રીતે એવો હુકમ લખતા કે જડજ સાહેબ બહાદુરની હજુર મોકલવામાં આવે. એનાથી એમનો મુદ્દો એ હતો કે પ્રજાના મનમાં એમ નક્કી થાય કે અંગ્રેજી અમલદારી હજુ સુધી હમેશની માફક કાયમ છે.

પણ મહમુદખાનને આ વાત પસંદ પડતી નહિ. એણે વળી એક રાત્રે ફરીથી સર સૈયદને પોતાની પાસે બોલાવ્યા. તે વખતે નવાબ અને તેનો ભાણેજ જે તેના ઉપર બહુ કાબુ ધરાવતો હતો તે બન્ને હાજર હતા. તેમણે સર સૈયદને કહ્યું કે અમારી ઇચ્છા એવી છે કે તમે અમારી સાથે જોડાઈ જાઓ. અને આ બાબત અમારી જોડે સમ ખાઇને બંધાઓ. અને એના બદલામાં જે જાગીર માગો તે અમે તમને આપીએ અને છોકરાના છોકરાઓને તે મળે એવા સમ અમે ખાઇએ. સર સૈયદ પેહેલાં તો જવાબ દેતાં ખચાયા પણ છેવટે ચોખ્ખું કહી દીધું કે હું નિઃસંદેહ આ બાબત સમ ખાઉંછુ કે હું તમારો દરેક પ્રસંગે શુભેચ્છક રહીશ અને કોઇ પણ પ્રસંગે તમારૂં ભુંડુ કરવા તત્પર થઇશ નહિ. પણ જો તમારો મનસુબો મુલક લેવાનો તથા અંગ્રેજો સાથે લઢવાનો હોય તો તમારી સાથે શામિલ રહી શકતો નથી. સર સૈયદે ભાર દઇને કહ્યું કે હું તમારી ભલાઇને માટેજ કહું છું કે આવો ઇરાદો તમારા મનમાથી કાઢી નાંખો. અંગ્રેજ અમલદારી અહીથી જવાની નથી. કદાચ એમ ધારો કે આખા હિંદુસ્તાનમાથી અંગ્રેજો જતા પણ રહે તો પણ અંગ્રેજો સિવાય બીજો કોઇ હિંદુસ્તાનમાં રાજ્ય કરી શકશે નહિ. તેથી તમે અંગ્રેજોની તાબેદારીમાંથી આધા ખસો નહિ જો એમ પણ બને કે અંગ્રેજો મુલક ખાલી કરીને જતા રહે તો તમે નવાબજ છો. તમારી નવાબી કોઇ લેનાર નથી. અને જો મારો વિચાર ખરોજ હોય તો તમે સરકારના શુભેચ્છક ગણાશો. અને સરકાર તરફથી તમને ઘણો લાભ પ્રાપ્ત થશે. તમે મને રાજ્ય વહીવટમાં શામિલ રાખવા ઇચ્છા ધરાવતા હો તો કલેકટર સાહેબની પરવાનગી મંગાવી લો અને એવો કરાર કરો કે કોઇ પણ કામ કલેકટર સાહેબની મંજુરી વગર નહિ કરશો. આ વાત નવાબને મળે ઉતરી નહિ અને ઉલટો નાખુશ થયો. પછી સર સૈયદને રૂખસદ કર્યા. ત્યાર બાદ હરેક પ્રકારે તેમને તથા તેમના મિત્રોને પજવવા લાગ્યો. જે મકાનમાં સર સૈયદ રહેતા હતા તે છીનવી લીધુ અને પોતાની ફોજના સરદારોને આપી દીધુ. તેમાં જે કાંઇ સામાન હતો તે પણ તેમણે લુટી લીધો. એ પ્રમાણે મીરઝુરાબઅલીનો ઘોડો છીનવી લીધો.

મુનીરખાં નામે એક માણસ ચારસેં માણસનું લશ્કર લઇને નગીનેથી બિજનોર આવ્યો અને સર સૈયદ તથા ડેપ્યુટી રેહેમતખાનને મારી નાખવાની પેરવી કરવા લાગ્યો. તેણે તેમને પોતાની પાસે બોલાવ્યા અને કહેવડાવ્યું કે જો નહિ આવશો તો સાર કાઢશો નહિ. બન્ને જણ તેની પાસે ગયા મુનીરખાએ સર સૈયદની સાથે જિહાદ (ધર્મયુદ્ધ) ના સવાલ સબંધી વાદ વિવાદ ચલાવ્યો. તેમણે હોશીઆરીપણાથી તેને સમજાવ્યો કે ઇસલામના કાયદા પ્રમાણે આ ધર્મયુદ્ધ નથી તેણે એમને જવા દીધા અને બિજનોરના રેહેવાશી મોલવી અલીમુલ્લાની પાસે જાતે ગયો અને તેજ સવાલ તેમને પુછયો. તેમણે હિંમતથી તેની સાથે વાતચીત કરી અને દાખલા દલીલોથી તેની ખાત્રી કરી આપી કે આ ધર્મયુદ્ધ નથી. તે વેળા મોલવી સાહેબ કતલ થતા મેહેજમા બચી ગયા. બીજે દિવસે મુનીરખાં ત્યાથી દિલ્લી જતો રહ્યો અને ત્યા લડાઇમાં માર્યો ગયો.

સર સૈયદનો વિચાર બિજનોરથી નીકળી મેરઠ જવાનો હતો પણ તેમ કરવાનો લાગ આવતો નહોતો. આ પ્રસગે હળદોરના ચોધરીઓએ એક મોટુ ટોળુ એકઠું કરીને મહમુદખાનની ફોજપર હલ્લો કર્યો. તેથી નવાબ હાર ખાઇને બિજનોરથી નજીબાબાદ નાસી ગયો. સર સૈયદે આ બીનાનો ખુલાસાવાર હેવાલ મેરઠના સ્પેશિયલ કમિસ્નર તરફ લખી મોકલ્યો. ત્યાથી હુકમ આવ્યો કે તમે સરકારની તરફથી જીલ્લાનો બદોબસ્ત રાખો અને ડેપ્યુટી રેહેમતખાન તથા મીરતુરાબઅલીને તમારી સાથે રાખો. તેમણે એક મહીના સુધી સારો બદોબસ્ત રાખ્યો. પણ સખત મનાઈ છતાં હળદોરના ચોધરીઓએ નગીનાપર હલ્લો કરીને કેટલાક માણસોને મારી નાંખ્યા અને કેટલાક મોહોલ્લા લુટી લીધા હવે નવાબ મહમુદખાન પાસે એક મોટુ ટોળું એકઠુ થયુ. નવાબે બિજનોરપર હલ્લો કર્યો અને ચોધરીઓ હારીને નાઠા. સર સૈયદને નવાબ તરફથી બીક હતી તેથી તે પણ હળદોર જતા રહ્યા. પણ નવાબે હળદોર ઉપર પણ હલ્લો કર્યો અને ચોધરીઓને હરાવીને હળદોરનાં ઘણાં ઘર બાળી મુકયા. સર સૈયદ અને ડેપ્યુટી રેહેમતખાન રાતની વેળાએ મેરઠ જવાના ઇરાદાથી પગપાળા નીકળી પડયા. રસ્તામાં પલાણા ગામની હદમા બે હજાર હથીઆરબધ ગામડીઆઓ તેમને લુટવાના અને મારી

નાંખવાના ઇરાદાથી આવી પોહોંચ્યા. પણ બખ્શી નામે એક શખસે તેમને બચાવ્યા. જ્યારે ચાંદપુર પહોચ્યા ત્યારે કેટલાક હજાર હથિયારબંધ માણસોએ તેમને ઘેરી લીધા. ચાદપુરના જાગીરદાર મીર સાદકઅલીખાન ત્યાં આવ્યા અને તેમને તે ટોળાના હાથમાંથી છોડવીને પોતાને ઘેર લઇ ગયા. બીજે દિવસે મીરસાદકઅલીખાને જાતે તેમને પોતાની સાથે લઇને મચૂલા ગામે પહોચાડી દીધા. ત્યાથી બછડાઉ જઇને પોતાના મિત્ર મોલવી મહમુદ આલમને ઘેર થાક તથા માદગીને લીધે થોડાક દિવસ મુકામ કર્યો. અને પોતા ઉપર વીતેલી સઘળી હકીકત અંગ્રેજ અમલદારોને લખી મોકલી અને થોડેક દિવસે પોતે પણ મેરઠ જઈ પોહોંચ્યા જ્યારે એ મેરઠ આવ્યા ત્યારે એમની પાસે ૭ પૈસા અને ફાટેલા પેહેરણ સિવાય બીજું કશુ નહોતુ.

મેરઠમાં પહોંચ્યા પછી તેમની માંદગી વગેરેની હકીકત સાંભળીને ફરી કાફટ વિલસન સાહેબ જે જડજ અને સ્પેશીયલ કમિશ્નર હતા તે એમને જોવા સારૂ આવ્યા અને સર સૈયદને કહેવા લાગ્યા કે તમે એવા નિમકહલાલ નોકર છો કે તમે આવા નાજુક સમયમા પણ સરકારનો સાથ છોડયો નહિ. બિજનોર જીલ્લામાં હિંદુ મુસલમાનો વચ્ચે ઘણો વિરોધ ચાલતો છતા જ્યારે તમને તથા ડેપ્યુટી રેહમતખાનને જીલ્લો સોપવાનો વિચાર થયો ત્યારે તમારા સદ્દગુણો અને સરકાર તરફની તમારી વફાદારીને લીધે જીલ્લાના સઘળા હિંદુ રહેવાશીઓ તથા જાગીરદારોએ તમારી હકુમત હેઠળ રહેવા ખુશીથી કબુલ કર્યું. સરકારે પણ તમને પોતાના શુભેચ્છક અને નિમકહલાલ નોકર જાણીને આખો જીલ્લો તમારી હકુમત હેઠળ મુકયો. અને તમે પણ તમારી વફાદારી હમેશની માફક ચાલુ રાખી એના બદલામાં જો તમારી છબી ઉતારીને યાદગીરી અને આબરૂને માટે તમારા વંશજોને જાળવી રાખવા આપવામા આવે તો તે પણ કશા હિસાબમાં ગણાય નહિ.

પાંચ મહિનાથી કંઈક વધારે વાર લગણુ તેમને મેરઠમાં રહેવું પડયું. અહીં એમને જણાયુ કે દિલ્હીમાં એમનું ઘર તમામ સામાન સહિત સરકારી ફોજે લુટી લીધુ છે. જ્યારે દિલ્હીમાં સરકારી ફોજ આવવા માંડી

અને કાશ્મીરી દરવાજે ઉતાર્યો ત્યારે શહેરના બધા લોકો શહેર છોડીને ચાલતા થયા અને સર સૈયદનું કુટુંબ પણ ચાલી નીકળ્યુ. તેમના એક મામા તથા મોળાઈ ભાઇ સિપાઇઓના હાથે માર્યા ગયા હતા. પણ તેમની મા અને માસી ત્યાંજ રહ્યાં. જ્યારે એમનુ ઘર સઘળું લુટાઇ ગયું ત્યારે હવેલીનો મુખ્ય ભાગ છોડીને તેઓ અગાડીના ભાગમા એક નાની સરખી ઓરડીમા આવી રહ્યા આઠ દિવસ તે ઓરડીમા ઘણુ દુ:ખ વેઠીને કાઢયા. તેટલા અરસામાં સર સૈયદ પણ ત્યાં જઇ પહોંચ્યા તો માલમ પડયુ કે ત્રણ દિવસથી તેમની પાસે કંઇ ખાવાનું નહોતુ. થોડાક ચણા મળી આવ્યા હતા તે ઉપર ગુજરાન ચલાવ્યુ હતું. બે દિવસ થયાં પાણી પણ પુરૂ થયુ હતું. તેથી તરસનુ દુ:ખ વેઠતાં હતા સર સૈયદ કહેતા કે જ્યારે મે ઓરડીનુ બારણુ ખખડાવ્યુ અને બૂમ પાડી ત્યારે તેમણે બારણું ઉઘાડયુ અને બોલી ઉઠયા અરે ! તમે અહીં શા માટે આવ્યા ? અહીં તો લોકોને મારી નાખે છે. તમે જતા રહો. અમારા ઉપર જે ગુજરશે તે ખરૂં મેં તેમને ધીરજ આપીને કહ્યુ કે મારી પાસે અમલદારોના કાગળો છે અને હમણાજ હુ કિલ્લાના અગ્રેજ તથા દિલ્લીના ગવર્નરને મળીને આવ્યો છુ. ત્યારે તેમને શાન્તિ વળી. જ્યારે મને જણાયુ કે બે દિવસથી તેમણે પાણી નથી પીધુ ત્યારે હુ પાણી ખોળવા બહાર નીકળ્યો. કુવાઓ ઉપર પાણી ખેચવાનુ કંઈ સાધન હતુ નહિ અને ચારે બાજુ શૂન્યકાર હતો હુ ચાલ્યો ચાલ્યો કિલ્લામાં ગયો અને ત્યાથી પાણીનો એક કુજો ભરીને લાવ્યો. જ્યારે ઘરની પાસે આવ્યો ત્યારે અમારે ત્યાં રહેતી એક ગરીબ ડોસી નામે જેબન સડક ઉપર બેઠી હતી અને તેની પાસે માટીનો એક કુજ હતો અને લગભગ બેભાન જેવી જણાતી હતી. એ પણ પાણી ખોળવા નીકળી હતી થોડેક દૂર જઇને બેસી ગઇ. ફરીથી ઉઠી શકીજ નહિ મે એના લોટામાં પાણી આપ્યુ અને પીવાનુ કહ્યું. તેણે કાંપતા હાથે પાણી કુજામાં રેડી દીધુ અને ઘરની તરફ ઇશારો કરીને કંઈ કહ્યું. હું સમજ્યો કે તે એવું કહેવા ઇચ્છતી હતી કે બીબી તરસ્યાં છે. હુ તેમને માટે પાણી લઇ જઇશ. મે કહ્યુ મારી પાસે પાણી બહુ છે, તુ પાણી પી જા. તેણે પાણી પીધુ અને સુઇ ગઇ. હું દોડતો દોડતો ઘેર ગયો અને મા તથા

માસીને પાણી પાયું. તેમણે ખુદાનો આભાર માન્યો. પછી હું વાહનનો બંદોબસ્ત કરવા બહાર નીકળ્યો તો મેં જોયું કે જેબન મુએલી પડી હતી. શેહેરમાં કોઈ ઠેકાણે વાહનનો પત્તો લાગ્યો નહિ. છેવટે જીલ્લાના અમલદારોએ સરકારી ટપાલ મેરઠ લઈ જતી શીગરામ વાપરવાની પરવાનગી આપી. હું તે લેઇને ઘેર આવ્યો અને મા તથા માસીને તેમાં બેસાડીને મેરઠ લઈ ગયો કમિશ્નરના શીરસ્તેદાર મુનશી અલતાફ હુસેન જે સર સૈયદના મિત્ર હતા તેમણે મેરઠમા પોતાનું એક ઘર ખાલી કરી આપ્યું તેમાં તે રહ્યા. સર સૈયદની માએ ઘણા દિવસ સુધી ભૂખ તરસ વેઠેલી હોવાથી તેમની પાચન શક્તિ બગડી ગઈ તેથી કેટલાક દિવસ મંદવાડ ભોગવીને તેઓ ગુજરી ગયાં. એમના મોતની પેહેલાં સર્વ કુટુંબીઓ મેરઠમાં આવી પોહોંચ્યા હતા તેથી તેઓ શાંતિથી ગુજરવા પામ્યાં.

તા ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૫૮ ને રોજ ગવર્મેન્ટના સેક્રેટરીનો કાગળ શેકસપીયર સાહેબ ઉપર આવ્યો તેમાં એવું ફરમાવેલું હતું કે તમે તમારી કચેરીના માણસોને લઇને બિજનોર જીલ્લાના રૂડકી મુકામે રવાના થાઓ. ત્યાં રોહીલખંડને માટે લશ્કરની યોજના થઈ ગઇ છે. આ ઉપરથી સાહેબ મજકુર તે ફોજની સાથે રવાના થયા. સર સૈયદ અને બીજા માણસો જે ત્યાં હતા તે તથા બિજનોર જીલ્લાના કેટલાક જમીનદારો પણ સાથે ગયા.

બિજનોરથી અંગ્રેજો જતા રહ્યા પછી આગળ વર્ણવ્યા પ્રમાણે હિંદુ મુસલમાનો વચ્ચે ઘણા ઝગડા થયા. કોઇ વેળા હિંદુઓ ફાવતા, કોઇ વેળા મુસલમાનોની જીત થતી. તો પણ છેવટે મહમુદખાન ફતેહમંદ થયો. તેથી હિંદુ જાગીરદારોમાંના કેટલાકને નવાબે કેદ કરી લીધા અને કેટલાક નાસી છૂટયા તે અંગ્રેજો પાસે મેરઠમા ગયા. તેથી જે વખતે અંગ્રેજી ફોજ રૂડકી જઇ પહોંચી અને રોહીલખંડ પર ચઢાઇ કરવાને સજ થઇ ત્યારે એ સવાલ ઉઠયો કે બિજનોર જીલ્લો જે રોહીલખંડનો સૌથી પેહેલો જીલ્લો છે અને જ્યાં ફોજ પેહેલી જવાની છે ત્યાં કયા લોકોને બળવાખોર ગણવા. તે વેળા મુસલમાનો બાબત જીલ્લાના હાકેમો તેમજ ફોજના સરદારો કોઇનો પણ અભિપ્રાય સારો નહોતો. વળી હિંદુ જાગીરદારો જે પોતાની ખાનગી

લડાઇઓમાં હાર ખાઇને અંગ્રેજો પાસે આવ્યા હતા અને તેનો બદલો લેવને આતુર હતા, તેમની એવી ઇચ્છા હતી કે જે લોકોએ તે લડાઇઓમાં ભાગ લીધો હતો તે બળવાખોર ગણાવા જોઇએ. જો એજ ઠરાવ છેવટનો કરવામાં આવત તો બિજનોર જીલ્લો ધૂળધાણી થઇને તેમાથી મુસલમાનોનુ નામ પણ મટી જાત.

સર સૈયદ એહેમદે શેકસપીયર સાહેબ અને બીજા લશ્કરી અમલદારો સાથે વાતચીત કરી અને સૂચવ્યુ કે જે લોકો હવે સરકારની સામા થાય તેજ બળવાખોર ગણાવા જોઇએ. પણ રૈયતે માંહોમાંહે જે લડાઇઓ કરી તેને માટે કાયદા પ્રમાણે જે પગલા ભરવા હોય તે ભરી શકાય. મારા અભિપ્રાય પ્રમાણે સરકારી ફોજ દાખલ થાય તે વેળા કેઇ મુકાબલો ન કરે અને નવાબ મેહેમુદખાન સુદ્ધાંત જે કોઇ હાજર થઇ જાય તો બિજનોરના કોઇપણ માણસને બળવાખોર ગણવો યોગ્ય નથી. આ ઉપર ઘણો વાદવિવાદ થયો અને છેવટે એમજ નક્કી કરવામાં આવ્યુ. પણ કમનસીબે આમસત, નજીબાબાદ અને નગીના આગળ અહેમદુલ્લાખાન અને માડેખાને થોડો થોડો મુકાબલો કરીને હજારો જીવનો ખુવરી કરાવી અને અમલદારોનો મત મુસલમાનો બાબત બગાડી નાંખ્યો.

જે લોકોનુ બળવાખોરપણું સાબીત થઇ ચુકયું હતુ અને ચોક્કસ સરકારની તરફ બેવફા થયા હતા તેમની સહાય સર સૈયદે મુદ્દલ કરી નહિ. તોપણ જે લોકો દબાણ કિંવા લાચારીથી બળવાખોરો ભેગા મળ્યા હતા અને તેજ કારણથી ગુનેહગાર ઠેરવવામાં આવ્યા હતા અથવા તે શખસો જે માહોમાહેની લડાઇમાં કોઇ પક્ષમાં ગયા હતા અને તે પક્ષને સરકારની વિરૂદ્ધનો નહિ જાણતા હતા અથવા તેઓ કે જેમણે સર સૈયદને પોતાને હાનિ કરી હતી પણ સરકારની વિરૂધ્ધ કશુ કર્યું નહતુ તેમના છુટકારા માટે તેમણે પોતાનું બનતુ કર્યું અને તેમને છોડવ્યા પણ ખરા. એક કાગળ જે નવાબ મોહસિનુલમુલ્કે શમસુલઉલમા મોલવી નઝીર એહેમદને હાથે દક્ષિણ હેદરાબાદથી લખાવ્યો હતો તેમાથી નિચેની હકીકત ટાંકી લેવામાં આવે છે.

"અંગ્રેજ સરકાર તરફથી સર સૈયદ એહેમદખાનને બિજનોર જીલ્લા-

ના બંદોબસ્તનું કામ સોંપવામાં આવ્યું હતું. ત્યાંના હિંદુ મુસલમાનોની માંહો-માંહેની લડાઇઓ બનવાની યાદગારો છે. આવા સામાન્ય ગડબડાટના વખતમાં સૈયદ સાહેબની પોતાની સાથે પણ ઘણા પ્રકારની ગેરવર્ત્તણુંકો ચલાવવામાં આવી હતી. શાંતિની પુન: સ્થાપના પછી જીલ્લાના સઘળા લોકોના જીવ સૈયદ એહેમદખાન ની મુઠીમાં હતા. જો એમના જેટલો અ-ધિકાર કોઈ બીજાના હાથમાં હોત તો બિજનોર ઉપર દુખોનું આભ તુટી પડત પણ આ કાર્યદક્ષ, ન્યાયી, દયાળુ અને સુલક્ષણો પુરૂષ તે વખતે પણ બળવો અને અંદર અંદરની લડાઇઓ, વિરોધ અને અજ્ઞાનપણું તથા હલ્લો અને સ્વરક્ષણ એમના વચ્ચે ભેદ રાખતો અને આ વીરલા પુરૂષને લીધેજ બિજનોર જીલ્લો એકલો હતો જે બળવાનાં માઠાં પરિણામોથી બચી ગયો "

બિજનોર જીલ્લાની સામાન્ય પ્રજા સબંધી સર સૈયદનો જે અભિ-પ્રાય હતો અને તેના ઉપર જીલ્લાના અધિકારીઓનો સંપૂર્ણ ભરોસો હતો તે "બિજનોરના બંડના ઇતિહાસમાં" તેમણે ખુલ્લે ખુલ્લો લખી દીધો છે તેમાં આ પ્રમાણે છે 'મારા અભિપ્રાય પ્રમાણે જીલ્લાના લોકોની એવી સ્થિતિ હતી કે નવાબના પક્ષમાં રહીને ચોધરીઓ સાથે લડવાના કામને સરકારથી લડવુ અથવા સરકારની વિરૂદ્ધ લડાઇ ચલાવવી એમ તેઓ નહોતા જાણતા સર્વેની ધારણામાં ચોધરીઓ અને નવાબનો વિરોધ હતો જેમાં સરકાર સાથે તો કશો સંબંધજ નહોતો. અને આ વાત પણ નિ:સંશય છે કે જે લોકો ચોધરી સાહેબોના પક્ષમાં હતા તે પોતાને ચોધરીઓના મદદગાર ગણતા. અંગ્રેજ સરકાર સબંધી વિચાર સઘળા-ના મનથી દૂર હતો" સર સૈયદના આ અભિપ્રાયનુંજ પરિણામ એ થયું કે શાંતિ થયા બાદ ત્યાંના રહેવાસીઓ થોડા પ્રમાણમાં શિક્ષા પામ્યા.

સર સૈયદના જાતિ સ્વભાવથી માહિતગાર લોકો સેહેલાઇથી માની શકશે કે બળવાની વખતે જે વફાદારી અને રાજ્યભક્તિ તેમના તરફથી કરી દેખાડવામાં આવી તે કોઈ ઇનામ મેળવવાની ખાતર ન હતી. તે પો-તાની સેવાનો બદલો એટલામાંજ સમજતા હતા કે તે નાજુક સમયમાં તેમના હાથે કોઇ કામ ખાનદાનીપણાની અથવા ઇમાનની વિરૂદ્ધ થવા

પામ્યું નહિં. તો પણ સરકારે પોતાની મેળેજ તેમની સેવાની પિછાન કરી અને તેના બદલામાં તેમને એક હજાર રૂપિયાનો ભારે પોશાક તથા માસિક રૂપિયા બસેંનું પોલિટિકલ પેન્શન બે પેઢીઓ સુધી બખશવામાં આવ્યાં.

બિજનોર જીલ્લામાં આવેલા ચાંદપુરના તાલુકદારોની અરજી દિલ્હીના પદભ્રષ્ટ બાદશાહના દફતરમાં મળી આવવાથી સરકારે તેમનો તાલુકો જપ્ત કરી લીધો હતો. આ તાલુકો સર સૈયદને જાગીરમાં અપાવવા બાબત સરકારમાં દરખાસ્ત મોકલવાનો શેક્સપીયર સાહેબનો ઈરાદો હતો. તેવામા તેમણે સર સૈયદને આ વાત કહી તેમની ઇચ્છા જાણવા માગી. ત્યારે તેમણે ચોખ્ખી ના પાડી અને કહ્યું કે મારો વિચાર વધારે વાર હિંદુસ્તાનમા રહેવાનો નથી. શેક્સપીયર સાહેબે તેમને તે કાયદો યાદ દેવડાવ્યો તેની રૂયે કોઈ પણ શખસને તેના પગાર કરતા અડધી રકમ કરતાં વધારે પેન્સન મળી શકતુ નહોતુ અને જણાવ્યું કે પેન્શનની રકમ બહુ થોડી બધાશે. તેમણે જવાબ આપ્યો કે સરકાર જે કાંઈ આપશે તે ઉપર હું સંતોષ પકડીશ. પણ આ જાગીર લેવી એ મને ગમતુ નથી. આ બાબત નવાબ મોહસિનુલમુલ્ક આ પ્રમાણે લખે છે "સર સૈયદ એહેમદખાનને તેમની કીમતી સેવાની પિછાન તરીકે એક બળવાખોર મુસલમાન જાગીરદારની ભારે જાગીર આપવાની સરકારે તજવીજ કરી હતી પણ તેમણે તે લેવા એટલા માટેજ ના કહી કે એક મુસલમાન ભાઈના લોહીથી પોતાની તરસ તૃપ્ત કરવી એ વાત તેમને પસદ નહોતી."

સર સૈયદે પોતે પણ તા. ૨૮ મી ડિસેમ્બર સન ૧૮૮૯ ને રોજ એજ્યુકેશનલ કોન્ફરન્સના મેળાવડામા મદરસતુલ ઉલમ એટલે અલીગઢ કોલેજના ઐતિહાસિક હેવાલ બાબત જે ભાષણ આપ્યુ હતુ તેમાં આ બાબત ઇશારો કર્યો છે. તેમણે કહ્યુ "બળવા વખતે જે આફતો અંગ્રેજો અને તેમનાં બચ્ચાં અને સ્ત્રીઓ ઉપર ગુજારવામાં આવી અને જે સ્થિતિ અમારી કોમની થઇ અને પ્રખ્યાત કુટુંબો નાશ પામ્યાં તે બનાવોનું વર્ણન કાળજુ ભેદી નાંખે છે. બળવા પછી મને મારૂ ઘર લુટાઇ જવાનો કે સરસામન નાશ પામ્યાનો કશોએ શોક નહોતો પણ જે ભારે શોક હતો તે એ હતો કે મારી કોમ બરબાદ થઇ ગઇ અને હિંદીઓના હાથે

અંગ્રેજો પર જે ગુજર્યું તેનુ મને દુઃખ હતું. જ્યારે મિત્ર મરહુમ શેક-સ્પીયર જે મુસીબતોમા હુ અને મારી મુસીબતોમાં તે ભાગીયા હતા તેમણે રાજ્ય સેવાના બદલામા મને જહાનાબાદ તાલુકો જે સૈયદોના એક પ્રખ્યાત કુટુંબની મિલ્કત હતી અને લાખ રૂપિયાથી વધારેની ઉપજવાળો હતો તે આપવા માંડયો ત્યારે મારા મનને ઘણો ધક્કો લાગ્યો. મે પોતાના મનમાં કહ્યું કે મ.રા કરતાં કોઇ વધારે નાલાયક દુનિયામા નહિં હશે કે કોમ પર તો સત્યાનાશીનો આવો દોર ચાલે અને હુ તેમની જાગીર લઇને તાલુકદાર બનુ મેં તે કબુલ રાખવાનો ઇનકાર કર્યો અને કહ્યું કે મારો ઇરાદો હિંદમા રહેવાનો નથી અને એ વાત ખરી પણ હતી. હુ તે વખતે એમ મુદ્દલ નહોતો ધારતો કે કોમ ફરીથી જીવતી થશે અને કાઇ પણ આબરૂ પામશે. અને તે વખતે તેની જે વલે થઇ તે મારાથી જોઇ શક્તી નહોતી. કેટલાક સમય સુધી હુ એજ વિચાર અને ચિંતામાં રહ્યો. આપ નક્કી માનજો કે આ ચિંતાએ મને ઘડપણ અર્પ્યું અને મારા વાળ ધોળા કરી નાખ્યા. મુરાદાબાદ જે આપણી કોમના જાગીરદારોના નાશનું શોક ગૃહ હતુ ત્યા જ્યારે હુ હતો ત્યારે આ શોકમા કંઇક વૃદ્ધિ થઇ. પણ તે વખતે આ વિચાર આવ્યો એ અતિશય નીચપણું અને નાહિ-મતપણું છે. આપણી કોમને આવી તવાઇમાં મુકીને હું પોતે કોઇ સહી-સલામત ખુણામાં જઈ વસુ ના ! તેની મુસીબતોમાં ભાગીયા થવુ જોઇએ. અને જે વિપત્તિ આવી પડે તેને દૂર કરવા સારૂ હિંમત ધરવી એ કોમ તરફની ફરજ છે. મે દેશત્યાગ કરવાનો વિચાર પડતો મેલ્યો અને કોમની હમદરદી પસંદ કરી."

## મુરાદાબાદમાં બદલી.

એપ્રિલ સન ૧૮૫૮ માં સૈયદ સાહેબની બદલી બિજનોરથી સદર સુદૂરના મોટા હોદ્દા ઉપર મુરાદાબાદમાં થઇ. સન ૧૮૫૯ માં એ જીલ્લા-માં બળવાખોરોની જે જાગીરો જપ્ત કરવામાં આવી હતી તેમના સબંધમાં સરકાર પાસે અરજીઓ આવવા માંડી તે અરજીઓનો નિકાલ કરવા સરકારે એક સ્પેસ્યલ કમિશન નિમ્યુ તેમાં ત્રણ મેમ્બરો હતા. બે યુરો-

પિયનો, એક રોહીલખંડના કમિશ્નર અને બીજા મુરાદાબાદના જજ તથ એક દેશી ગૃહસ્થ જે સૈયદ એહેમદ પોતે હતા. પોતાના ખાસ હોદ્દાની ફરજો ઉપરાંત આ કામ એમણે બે વરસ સુધી કર્યું.

આવું કમિશન નીમવાની જરૂર એ હતી કે અશાંતિની વેળાએ જરા જરા શક ઉપરથી જાગીરો જપ્ત કરવામાં આવી હતી. આ કમિશનમાં એક ભરોસાદાર દેશી ગૃહસ્થ નીમવામાં પણ સરકારનું ઘણું ડહાપણ હતુ. કારણ કે અંગ્રેજ અમલદારોની નજર મુરાદાબાદ ઉપર ખાસ કરીને બહુ કરડી હતી. તેથી એક દેશી અમલદારની સલાહ વગર અંગ્રેજ અમલદારો પોતાના સ્વભાવનું અમનોહરપણું જાણી શકે એવો સંભવ ઓછો હતો. જાણીતા ભરોસા લાયક માણસોનુ કહેવુ એવુ હતુ કે મજકુર જીલ્લામાં અરજીઓનો નિકાલ સંપૂર્ણ ન્યાય પૂર્વક સર સૈયદની કોશેશને લીધે કરવામાં આવ્યો. ઘણી જાગીરો તેમના માલિકોને પાછી સોંપવામાં આવી. મુરાદાબાદના રહેવાશી મૌલાના આલમઅલી જે રોહીલખંડના એક પ્રખ્યાત વિદ્વાન, હદીસવેત્તા અને વૈદ હતા તેમણે કેટલીક યુરોપીયન સ્ત્રીઓને તથા બચ્ચાંઓને બળવાખોરોના જુલમથી રક્ષણ આપવા સારૂ પોતાના ઘરમાં સંતાડયાં હતાં. આ વાતની બળવાખોરોને જાણ પડવાથી મોલવી સાહેબના ઘર ઉપર તેમણે દરોડો પાડયો અને તે સર્વેને કતલ કરી નાંખ્યાં. પણ તેમના પોતાના ઘરના માણસોમાથી કોઇને પણ તે બદમાશોથી ઇજા ન પહોંચેલી હોવાથી મોલવી સાહેબને બીક લાગી કે સરકારને એ વેહેમ આવશે કે એ કામમાં એમની પણ સલાહ હશે. તેથી શાંતિ પથરાયા પછી તેઓ જતા રહ્યા હતા અને જીલ્લાના અમલદારો તેમને માટે તપાસ કરતા હતા. પણ સર સૈયદ ખરી હકીકત જાણતા હતા કે મોલવી સાહેબ તદન નિર્દોષ હતા. તેથી જીલ્લાના મુખ્ય અમલદાર સાથે તેમનો ભારે ગુસ્સો છતાં સર સૈયદે હિંમતથી વાતચીત કરી અને ખરી હકીકતથી તેમને વાકેફ કર્યા. તે ઉપરથી તેમણે વચન આપ્યું કે કાયદા પૂર્વક તજવીજ કરીને હું તેમને છોડી મુકીશ. તેથી સર સૈયદે મોલવી સાહેબને હાજર કર્યા અને નિયમસર પુછપરછ પછી તેમને છુટકારો મળ્યો.

## બિજનોરના બંડનો ઇતિહાસ.

મુરાદાબાદમાં આવ્યા પછી સર સૈયદે ઉપલો ઇતિહાસ છપાવીને પ્રગટ કર્યો. એમા મે સન ૧૮૫૭ થી એપ્રિલ ૧૮૫૮ લગી બિજનોરમાં જે જે બીનાઓ બની તેનો તફસીલવાર હેવાલ સમાયલો છે. જીલાના હાકેમો સાથે રૂડકીમા જે કાગળપત્રનો વ્યવહાર તેમણે ચલાવ્યો હતો, નવાબ મેહેમુદખાન તથા ચોધરીઓને લખેલા કાગળો તથા તેમના જવાબ, અને આ સિવાય તે અરસામાં જે કાંઇ કારભાર થયો તે સર્વે બાબતોનો સમાવેશ આ ઇતિહાસમાં છે. આ ઉપરથી એ વિચારો વાંચનારના મનમાં ઉત્પન્ન થાય છે કે આવા બારીક સમયમાં પણ સૈયદ સાહેબ ગભરાઇ ગયા ન હતા અને તેમની ખાત્રી હતી કે અંગ્રેજી રાજ્યની પુનઃ સ્થાપના જરૂર થશે. તેજ કારણથી તે આ કાગળો સાચવી રાખતા હતા. આ ઇતિહાસમાં સઘળી હકીકત જેવી બની તેવીજ ખરેખરી લખી દીધી છે. તેમા હિંદુ કે મુસલમાન કોઇનો પક્ષ કરેલો નથી.

## મુરાદાબાદનો ફારસી મદ્રેસો.

સન ૧૮૫૯ માં તેમણે ફારસી ભાષાના શિક્ષણને માટે એક મદ્રેસો સ્થાપન કર્યો. તે પેહેલાં આ શેહેરમાં શિક્ષણનું કંઇ સાધન ન હતું. કેટલીક મુદ્દત સુધી આ મદ્રેસો ચાલ્યો પણ જ્યારે જીલાના કલેક્ટરે એક સરકારી નિશાળ સ્થાપન કરી ત્યારે આ મદ્રેસો તેની સાથે જોડી દેવામાં આવ્યો.

## કેળવણી સબંધી અભિપ્રાય.

આ અરસામાં તેમણે કેળવણી સંબંધી પોતાનો અભિપ્રાય ઉર્દુ અને અંગ્રેજી ભાષાઓમાં લખીને પ્રસિદ્ધ કર્યો હતો. તેમાં દેશી ભાષાઓ શીખવનારી સરકારી નિશાળો બાબત સખત ટીકા કરી હતી. અને દેશીઓને અગ્રેજી ભાષામાં કેળવણી આપવા સંબંધી સરકારને દરખાસ્ત કરી હતી. એ લખાણમાંથી કેટલાંક વાકયોનો ઉતારો નિચે કર્યો છે.

" થોડાંક વરસોથી હિંદની રૈયતની કેળવણી સંબંધી જે બંદોબસ્ત સરકારે કર્યો છે તે એવો છે કે જેથી રૈયત નાખુશ થાય. એ વાતનો નિવેડો કરવો જરૂરનો છે. મારો અભિપ્રાય એ છે કે તે એવોજ છે. સરકારે એવો વિચાર કર્યો કે જ્યારે કોઈ પ્રજાને કેળવવાનો બિલકુલ

કરવામાં આવે ત્યારે તેને તેની પોતાની ભાષામાં કેળવણી આપવાનું કામ ઘણું સહેલું થઇ પડશે અને પારકી ભાષાના શબ્દો અને રૂઢિઓનો અભ્યાસ કરવામાં જે વખત ગાળવામાં આવે છે તે બચી જશે. આ અભિપ્રાયની સત્યતા દર્શાવનારા દાખલાઓની પણ ખોટ નથી. યુરોપિયનો તથા આરબોએ પોતપોતાની ભાષાઓમાંજ વિદ્યા સંપાદન કરી છે પણ આ ધારણા ખોટી હતી. બધી ભાષાઓ સંબંધી આવો વિચાર કરવો એ ખરૂં નથી. પણ સાથે સાથે એવો વિચાર પણ કરવાની જરૂર છે કે જે ભાષામાં કેળવણી આપવામા આવે છે તેની સ્થિતિ એવી હોય કે જેથી તેની મારફત કેળવણી આપવી શકય હોય."

"હમેશ કેળવણીની મતલબ એ હોય છે કે તેને લીધે માણસમાં એક પ્રકારની વિલક્ષણતા અને બુદ્ધિની સ્ફુરતા ઉત્પન્ન થાય, જેથી કરીને તેની આગળ જે મામલાઓ આવે તે સમજવાની તથા સારાસારનો ભેદ જાણવાની તથા કુદરતના ચમત્કારો ઉપર વિચાર ચલાવવાની શક્તિ તેને પ્રાપ્ત થાય, તેની રીત ભાત શુદ્ધ થાય, ધંધોરોજગાર નિપુણતાથી ચલાવી શકે અને કાર્યનાં પરિણામો ઉપર વિચાર ચલાવી શકે. સરકારનું એવું કહેવું કે અમારે એવા પ્રકારની કેળવણી સાથે કશો સંબંધ નથી પણ એટલીજ કેળવણી આપવા ઇચ્છીએ છીએ કે જેને રોજી મેળવવાની સાથે લાગે વળગે છે અને જેમાં માત્ર ભૂગોળ અને ગણિતનો સમાવેશ થાય છે એ અયોગ્ય છે."

જે કેળવણીખાતું કેટલીક સાલથી ચાલુ કરવામાં આવ્યું છે તે અપૂર્ણ છે એટલુંજ નહિ પણ હિંદના લોકોની કેળવણીને તે હાનિ કર્તા છે. ઉર્દુ ભાષા જેની મારફત ઘણી ખરી જગાએ કેળવણી આપવામાં આવે છે તેની સ્થિતિ એવી નથી કે જેથી કેળવણી આપવાનું કામ શક્ય હોય. કારણ કે જે ભાષામાં કોઇ પ્રજાને કેળવવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય તે ભાષામાં વિદ્યા સંબંધી પુસ્તકો યોગ્ય પ્રમાણમાં અસ્તિત્વમાં છે કે નહિ તે જોઇ લેવું જોઇએ. જો ન હોય તો કેળવણી અશક્ય છે. બીજું એ જોવાનું છે કે તે ભાષા જાતે એવી છે કે તેમાં તેવાં પુસ્તકો રચી શકાય. કારણ પહેલી બાબતનો તો ઉપાય થઇ શકે એમ છે પણ

બીજી તો નિરૂપાય છે. ત્રીજુ એ તપાસવાનું છે કે એ ભાષા એવી છે કે જે શીખવાથી જુદી જુદી શક્તિઓ સહેલાઇથી ખીલી શકે ! આ ત્રણ બાબતોમાંની કોઇ પણ ઉર્દૂ ભાષામાં હસ્તી ધરાવતી નથી. ત્યારે સરકારની ફરજ છે કે કેળવણીની આવી પદ્ધતિ જે ખરેખાત ફાયદાને બદલે નુકસાન કરનાર છે તે બદલી દેવી જોઇએ. અને તેને બદલે એવી ભાષામાં કેળવણી ચાલુ કરવી જોઇએ કે જેનાથી કેળવણીનો જે મૂળ હેતુ છે તે પાર પડે. "

" મારો અભિપ્રાય એ છે કે જો સરકાર દેશી ભાષાની કેળવણી આપવાનું કામ પોતાને માથેથી ઉતારી નાંખી માત્ર અંગ્રેજી કેળવણી પોતાને જુમ્મે રાખે તો સરકાર તરફની વિરૂદ્ધ લોક લાગણી દૂર થઇ જાય. લોકો સ્પષ્ટ રીતે સમજી જાય કે સરકાર અંગ્રેજી ભાષાની મારફત કેળવણી આપે છે અને ખરેખાત અંગ્રેજી ભાષા એવીજ છે કે જેથી માણસની દરેક પ્રકારની વિદ્યા સંબંધી ઉન્નતિ થઇ શકે. "

આ અભિપ્રાયની વિરૂદ્ધ અભિપ્રાય હાલ કેટલાક લોકોનો હશે પણ આજથી પચાસ વરસ ઉપર કેળવણી સંબંધી વિચાર કેવો હતો તે આ ઉપરથી સ્પષ્ટ જાણી શકાશે.

### " હિંદી બળવાનાં કારણો " નામનું પુસ્તક.

બળવાનું મૂળ કારણ મુસલમાનોથીજ ઉત્પન્ન થયું છે અને જે જે અન્યાયો તે અરસામાં થયા તે મુસલમાનોએજ કર્યા હતા એવો ભૂલ ભરેલો ખ્યાલ અંગ્રેજ અમલદારોના મનમાં ઘુસી ગયા હતો; તેમની સાથે ખાનગી દુશ્મનાવટ ધરાવનારા લોકો તે વિચારને પ્રસંગોપાત પુષ્ટિ આપતા હતા. આવી સ્થિતિ સર સૈયદે બિજનોર તથા મુરાદાબાદ બન્ને જગાએ નજરો નજર દીઠી હતી તેથી તેમના મનને ઘણું લાગી આવ્યું હતું અને આ ખોટા વિચારો અંગ્રેજ અમલદારોના મનમાંથી દૂર થાય એવા ઉપાયો યોજવા લાગ્યા હતા.

સમય બારીક હતો. ખરા વિચારો દર્શાવવાની સ્વતંત્રતા હતી નહિ. લશ્કરી કાયદાનો દોર ચાલતો હતો, અને અમલદારોની જીભમાંજ કાયદો હતો. જે શખસ સરકારનો ખેરખાહ ગણાઇ ચુક્યો હોય તેનાથી એવું

કામ થાય જેથી લોકોની લાગણી ઉશ્કેરાય તો તે વળી વધારે મુશ્કેલ હતું. અંગ્રેજો હિંદીઓની ટેવો, સ્વભાવ અને વિચારોથી તદન અજાણ્યા હતા. દેશનું રાજ્ય તેમણે મુસલમાનો પાસેથી લીધુ હતું તેથી તેઓ તેમને પોતાના સામાવાળીઆ ગણતા હતા. વળી સર સૈયદના શબ્દોમાંજ કહીએ તો રાખોડી ભરેલું મુડદાનું ચામડું દિલ્હીમા હાજરજ હતુ. મુસલમાનોનુ ધાર્મિક ઝનુન તો જાણીતુંજ હતું. આવી સ્થિતિ હોય ત્યા એ લોકો અગ્રેજોના ભૂલ ભરેલા વિચારોના શિકાર બને એ સ્વાભાવિક હતુ.

સર સૈયદની ખાત્રી થઇ ગઇ હતી કે અગ્રેજોએ બળવાના કારણો નક્કી કરવામાં ભૂલ કરી હતી. એમનુ માનવુ એ હતુ કે બળવો એ આખા દેશનું બંડ હતું અને તેનો પાયો અંગ્રેજી રાજ્ય ઉખેડી નાખવા સારૂ થએલી સામાન્ય એક સંપી ઉપર રચાયલો હતો એમ અગ્રેજોનુ સમજવુ ભૂલ ભરેલું હતું. અને તેજ ભૂલને લીધે તેઓએ આખા દેશની સાથે એવી વર્તણુંક ચલાવી કે જેવી બંડખોર દેશની સાથે ચલાવવામા આવે છે. તેમના અભિપ્રાય પ્રમાણે તે આખા દેશનું બડ ન હતુ તેમજ કોઇ પણ પ્રકારની એક સંપીનું પરિણામ નહોતુ. તે તો માત્ર લશ્કરી સિપાઇઓનું ઉચ્છાંછળાપણું ( insubordination ) હતું. અને તે પણ કાંઇ બળવો કરવાના ઇરાદાથી નહિ પરંતુ માત્ર અજ્ઞાનતા અને ધર્માંધપણાને લીધે. આ અભિપ્રાયમા પાછળથી સર વિલ્યમ કે અને લાર્ડ લોરેન્સ જેવા મોભાદાર રાજ્યદ્વારીઓ પણ શામીલ થયા છે અને તેઓએ તેને "સીપાઇ વોર" એટલે લશ્કરી સિપાઇઓની લડાઇનુ નામ આપ્યુ છે.

આ વિચારથીજ તેમણે મુરાદાબાદ આવ્યા પછી બળવાનાં કારણોનું એક પુસ્તક રચ્યુ. તેમા ખરાં કારણો દર્શાવીને રૈયતનુ નિરપરાધીપણું સાબીત કર્યું. તે જોખમ ભરેલા સમયમાં લોકોના જે વિચારો સરકારની રાજ્યનીતિ સબંધી હતા તે સ્પષ્ટપણે દર્શાવ્યા અને જે ભૂલ ભરેલી બાબતો અંગ્રેજોના મગજમાં ભરાઇ હતી તેમનો રદીયો કર્યો.

આ પુસ્તકનો અંગ્રેજી તરજુમો કરાવ્યા વગર ઉર્દુમાંજ સન ૧૮૫૮ માં તેની પાંચસેં નકલો આગ્રામાં છપાવી. જ્યારે સર સૈયદે આ નકલો પાર્લામેન્ટમાં મોકલવાનો ઇરાદો કર્યો ત્યારે તેમના મિત્રો આડે આવ્યા.

તેમાંના એક નામે રાયશંકરદાસ જે તે વખતે મુરાદાબાદમાં મુનસફ હતા તેમણે સલાહ આપી કે આ પુસ્તકોને બાળી દો અને તમારા જીવને જોખમમાં ન નાંખો. તેમણે જવાબ આપ્યો કે હું આ બાબતો સરકારને જાહેર કરીને દેશ, રૈયત અને સરકારની સેવા બજાવવા ઇચ્છુછું. તેથી જો આવા પવિત્ર કામમાં મને કાંઇ નુકસાન પણ થાય તો તે મને મંજુર છે. જ્યારે રાય શંકરદાસે તેમને પોતાના ઇરાદા ઉપર મક્કમ જાણ્યા અને પોતાની સલાહ પ્રમાણે ચાલવાને તૈયાર ન જોયા ત્યારે તેમની આંખોમાં આસુ ભરાઇ આવ્યાં અને તેઓ ચુપ રહ્યા સર સૈયદે ઇશ્વરની પ્રાર્થના કરી અને ૪૫૮ નકલોની એક બીંડડી બનાવીને વિલાયત રવાના કરી દીધી. અને એક નકલ ગવર્મેન્ટ આવ ઇંડિયાને મોકલી આપી. તથા બાકીની એક નકલ પોતાની પાસે રાખી લીધી.

જ્યારે આ પુસ્તકનો અંગ્રેજી તરજુમો થયો અને તે કૌન્સિલની રૂબરૂ રજુ કરવામાં આવ્યો ત્યારે લાર્ડ કેનિંગ ગવર્નર જનરલ અને સર બાર્ટલ ફ્રીયરે તેના લખાણનો અર્થ સરકાર તરફની શુભ લાગણીનો કર્યો. પણ મિ. સેસિલ બેડન જે ફોરીન સેક્રેટરી હતા તેમણે ઉલટો અર્થ કર્યો અને તેની વિરૂદ્ધ ભાષણ કરતાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે આ માણસે સરકારની વિરૂદ્ધ ઉશ્કેરણી કરનારૂ લખાણ કર્યું છે. આ બાબત કાયદા પ્રમાણે તજવીજ થવી જોઇએ અને જો સંતોષકારક ખુલાસો આપી ન શકે તો તેને સખત શિક્ષા કરવી જોઇએ. તોપણ બીજો કોઇ તેમના અભિપ્રાય સાથે મળતો થયો નહિ તેથી તેનું પરિણામ કાંઇ નુકસાનકર્તા નીવડયું નહિ.

થોડા દિવસ પછી લાર્ડ કેનિંગે ફરૂખાબાદમાં દરબાર ભર્યો, ત્યારે સૈયદ સાહેબની મુલાકાત મિ. સેસિલ બેડન સાથે કરાવવામાં આવી. તેથી તે સાહેબે બીજે દિવસે સર સૈયદ સાથે મુલાકાત લઇને આ બાબત વિષે ગુસ્સાથી વાદ વિવાદ કર્યો, અને કહ્યું કે જો તમે સરકારના ભલાને માટેજ આ લખાણ કર્યું હોત તો તેને છપાવીને દેશમાં પ્રસિદ્ધ ન કરત. સર સૈયદે જવાબ આપ્યો કે મેં એ પુસ્તકની કુલ પાંચસેં નકલ છપાવી હતી તેમાંની કેટલીક હાલ મારી પાસે હાજર છે અને એક હિંદી સરકા-

રમાં મોકલી હતી. અને પાંચસોથી કંઇક ઓછી વિલાયત રવાના કરી હતી જેની રસીદ મારી પાસે તૈયાર છે હું જાણુતો હતો કે આજકાલ ગુસ્સાને લીધે અમલદારોનો સ્વભાવ ઠેકાણે નથી તેથી તેઓ સીધી વાતોને પણ ઉલટી સમજે છે તેથી જેમ મેં તે પુસ્તકને હિંદમાં પ્રસિદ્ધ નથી કર્યું તેમ અંગ્રેજોને પણ નથી દેખાડયું. માત્ર એક પુસ્તક હિંદી સરકાર પાસે છે. તે સિવાય એક પણ હિંદમાં બીજે કઇ જડી આવે તો હું તેને માટે રૂ. ૧૦૦૦ ) આપવા તૈયાર છું મિ. બેડનને ભરોસો પડયો નહિ તેથી તેમણે વારવાર સર સૈયદ એહેમદને પુછ્યુ કે ખરેખાત તેની કોઇ પણ નકલ હિંદમા પ્રસિદ્ધ થઇ નથી ? છેવટે જ્યારે તેમની ખાત્રી થઇ ત્યારે તેમણે તે બાબત કશુ કહ્યુ નહિ અને ત્યાર બાદ સર સૈયદના મિત્ર અને મદદગાર બની ગયા.

આ પુસ્તકનો સરકારી રીતે ત્રણે ઠેકાણે તરજુમો કરવામા આવ્યો. ઇંડિયા આફીસમાં તરજુમો થયો અને તેના ઉપર ઘણીવાર વાદ થયા. હિંદી સરકારે તેનો તરજુમો કરાવ્યો અને પાર્લામેન્ટના કેટલાક મેમ્બરોએ પણ તરજુમો કર્યો. પરંતુ કોઇ પણ તરજુમો જાહેરમા આવવા પામ્યો નથી.

## મહારાણીના ઢંઢેરાને માટે ઉપકાર.

મજકુર પુસ્તક લખવાનુ કામ પુરૂ થયુ ન હતું એટલામાં મહારાણીનો માફીનો ઢંઢેરો પ્રસિદ્ધ થયો તે માટે મહારાણીનો ઉપકાર માનવા સારૂ મુસલમાનોમા એક ટીપ કરી પૈસા ભેગા કર્યા અને શેહેર બહાર એક વિશાળ મસીદમા આશરે પંદર હજાર મુસલમાનો એકઠા થયા. ગરીબોને ઉમદા ખાણું વેહેચવામા આવ્યુ. અસરની નમાઝ પઢયા બાદ સર સૈયદ એક ઉંચી જગાએ ઉભા રહ્યા, અને એક પ્રાર્થના રૂપે ભાષણ કર્યું. તેનો તરજુમો નીચે આપ્યો છે. તે ઉપરથી મુસલમાનોની બરબાદી કેટલે દરજ્જે થઇ હતી અને તેને માટે સર સૈયદના મનમાં કેવી લાગણી થતી હતી તે વાંચનારને સેહેજ જણાશે.

## પ્રાર્થના.

ઓ ખુદા ! તું અમારો ખરો પોષણ કરનાર છે ! ઓ ખુદા ! ખરી બાદશાહી અને અસલ સલતનત તનેજ શોભે છે ! ઓ ખુદા ! મુલકનો માલીક

તુંજ છે. જેને તુ ચાહે તેને આબરૂ આપે છે અને જેને તું ચાહે તેને આબરૂ વગરનો કરે છે. અરે ખુદા ! આખી દુનીઆ અને સઘળા પ્રાણીઓના જીવ અને માણુસોના અંત કરણ તારાજ હાથમા છે જે બાજુએ તુ ઈચ્છે છે તે બાજુએ તેમને ફેરવે છે અને જે તુ ચાહે છે તે કરે છે. તારૂં કોઇ પણ કામ ડહાપણ અને દયાથી રહિત નથી. તારા કામમા કોઇને સવાલ કરવાની શક્તિ નથી. ઓ ખુદા ! અમે તારા નિર્બળ ચાકરો તારી રૂબરૂ પાપી છીએ. ઓ ખુદા ! અમારા કર્મોના ફળ વડે અમે પાપના સમુદ્રમાં માથા લગણ બુડી ગયા છીએ. ઓ ખુદા અમે હર પળે તારા દૂષિત છીએ. જો તારી સહાયતા ન મળે તો એક પળ પણ અમે દોષ મુક્ત રહી શકીએ નહિ. ઓ ખુદા ! તારા વગર કોઇ અમારા ગુના માફ કરનાર નથી. ઓ ખુદા ! તારા વિના અમે પાપના સમુદ્રમા બુડેલાઓને તારનાર કોઇ નથી. અમે ઘણી આજીજી તથા નમ્રતાથી અમારા ગુનાઓની માફી હઝરત મોહંમદ ( સ. ) ના વસીલાથી તારી પાસે માગીએ છીએ ઓ ખુદા ! તારા કોપ ઉપર તારી દયા સરસાઇ ભોગવે છે પોતાની સંપૂર્ણ દયા વડે હમારાં પાપો માફ કર. ઓ ખુદા ! જેમ મેલુ લુગડુ સાફ થાય છે તેમ તારા ડહાપણથી અમને અમારા ગુનાઓની ગંદકીથી પવિત્ર કર. ઓ ખુદા ! તારી અનંત કૃપાને પ્રતાપે અમારા અંત કરણોને સર્વ પ્રકારની દુર્વાસનાઓ તથા અપવિત્ર વસ્તુઓથી શુદ્ધ કર. અમારા મનના પાપોને ધની નાંખ અને અમારા આત્માને પવિત્રાત્માની સહાયથી મજબુત કર. તારા વિના અમારે માટે કોઇ આશ્રયસ્થાન નથી. આમીન.

પરમેશ્વર અમારાં પાપો હદ ઓળંગી ગયાં હતા. ઇલાહી અમારાં દુષ્કર્મોની સીમા નહોતી રહી. જો કે અમે ખાત્રી પૂર્વક માનીએ છીએ કે દરેક મનુષ્યનાં કૃત્યોને માટે શિક્ષા તથા બદલાને માટે એક દિવસ નિસંશય આવનાર છે જેને વિષે તેં તારા સાચા પેગંબરોના ગ્રંથોમાં વાયદો કર્યો છે અને તે દિવસે તારી દયા તથા કૃપા વિના કોઇ બચી શકશે નહિ, કેમકે સઘળા તારી આગળ પાપી છે. પણ પાછલા બે વરસ દરમિયાન જે તારી કોપાયમાન દૃષ્ટિ તારા નિર્બળ ચાકરો ઉપર થઇ તે બેશક અમારાં દુષ્કર્મોનું પ્રગટ પરિણામ હતું. ઇશ્વર ! અમે અમારાં પાપોનો પશ્ચાત્તાપ

કરીએ છીએ. ઇલાહી ! અમે અમારા ગુનાહોની માફી માગીએ છીએ. ઇલાહી ! તું અમારા સઘળા ગુના માફ કરી દે. આમીન.

ઇલાહી ! આ ગત સમય તારી સૃષ્ટિ ઉપર એવો વીત્યો છે કે માણસ અને પશુ પક્ષીજ નહિ પણ વૃક્ષ અને પાષાણને નિરાંત નહોતી કોઇ પણ માણસને પોતાના જાનમાલ અને આબરૂની ખાત્રી નહોતી. આ પાછલાં તોફાનોએ જાણે આકાશ પાતાળને ઉલટાં સુલટાં કરી નાંખ્યાં. ઇલાહી ! તે તારી કૃપાથી આ સર્વે તોફાનો અને આફતોને શમાવી દીધા છે. ઇશ્વર ! તે ફરીથી એક વાર તારા દુર્બળ ગુલામો ઉપર દયાની વૃષ્ટિ કરી છે અને જે શાંતિ અને સ્વસ્થતા આ કમનસીબ વરસો પેહેલાં તારા ચાકરોને આપી હતી તે ફરીને તેમને માટે મોકલી છે. ઇશ્વર ! આ તારી મેહેરબાનીનો અમે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ. ઇશ્વર ! તું અમારા આ આભારને જે તારા દરબારને લાયક નથી તે તારી મેહેરબાનીથી કબુલ કર. આમીન ?

ઇશ્વર ! તારો એક મોટો ઉપકાર એ છે કે તે તારા ચાકરોને ન્યાયી અને ઇનસાફી હાકેમોના હાથમા સોપ્યા છે. સો વરસ સુધી તેં તારા ગુલામો જેમને હિંદુસ્તાનના નિવાસી કર્યા છે તેમને એવાજ ન્યાયી રાજ્ય કર્ત્તાઓની સત્તા હેઠળ મૂકયા. પાછલા કમનસીબ વરસોમાં હાકેમો ન હોવાને લીધે અમારાં દુષ્કર્મોની શિક્ષા તરીકે જે અમે ભોગવ્યુ તેનો સારો બદલો હવે તેં આપ્યો છે. અને એક વાર ફરીને તેજ ન્યાયી હાકેમોને અમારા ઉપર કાયમ કર્યા. તારા આ ઉપકારને માટે અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ તે તુ તારી મેહેરબાનીથી કબુલ કર. આમીન.

ઇશ્વર ! જે ભલાઇ તારા એક ચાકરને તારા બીજા ચાકરથી પ્રાપ્ત થાય છે તે ખરૂં જોતાં તારી તરફથીજ આવે છે. અને જે તારા ચાકરનો ઉપકાર માનવો તારો ઉપકાર માનવા બરોબરજ છે. સર્વેના અંતઃકરણની સ્થિતિથી તું જાણીતો છે, કારણ કે તું ગુપ્ત અને પ્રગટ સઘળાનો જાણુનાર છે. હિંદવાસીઓ જે આ અણધારી આફતમાં પકડાઇ ગયા હતા તેમના ઉપર દયા કરવાને અમારા હાકેમોના મનમાં તેંજ પ્રેરણા કરી. તારીજ પ્રેરણાથી મહારાણી વિક્ટોરિયાએ માફીનું દયાથી ભરપૂર જાહેરનામું



પ્રસિદ્ધ કર્યું. અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને ખરા દિલથી મહારાણી માતાને આશીર્વાદ દઇએ છીએ. પરમેશ્વર ! તું અમારી આ દુઆ કબુલ કર ! આમીન ! પરમેશ્વર ! જ્યાં સુધી સૃષ્ટિ રહે ત્યાં સુધી અમારી મહારાણી વિક્ટોરિયા કાયમ રહે. સઘળા હિંદવાસીઓ હિંદના રાજ્યકર્ત્તા વાઇસરાય લાર્ડ કેનિંગની આ કૃપા અને ઉપકાર કોઇ કાળે મનમાંથી વિસારશે નહિ. કારણ તેમણે આ તોફાનની ખરી માહિતી મેળવીને આ કૃપા ભરેલુ જાહેરનામુ પ્રગટ કરવાની સલાહ આપી. તેમનો દઢ અભિપ્રાય કોઇ પણ રીતે આ મામલામાં ચળ્યો નહિ. તેથી સઘળી રૈયતે શાતિ પ્રાપ્ત કરી. સર્વે હિંદવાસીઓ તેના આ ઉપકારમાં લીન થયા છે અને તેને જીવજાનથી દુઆ દેછે. ઇલાહી ! તુ અમારી દુઆ કબુલ કર. આમીન ! ઇલાહી ! દુનિયા રહે ત્યાં સુધી અમારો વાઇસરાય લાર્ડ કેનિંગ કાયમ રહે.

ઇલાહી ! હિંદવાસીઓ ઘણા તાપની સખ્તાઇ અને સૂર્યના તીક્ષ્ણ કિરણોથી ગભરાયલા રેતીના રણમા સપડાયલા તરસ્યા માણસને પાણીની જે ઇચ્છા હોય છે તેના કરતાં પણ વિશેષ ઇચ્છાતુર આ દયાના છે. તેને અંતઃકરણપૂર્વક ચાહે છે અને તે તો ખરા દિલથી ઉપકાર માને છે. સઘળા હિંદના વતનીઓ જાણે છે કે તોફાનની અસલ સ્થિતિ ઉપર વિચાર કરીને દયા દષ્ટિથી સદર બોર્ડના મેમ્બર મિ. રીડે હિંદવાસીઓને જોયા છે. તે માટે તેમનો આભાર માને છે અને ખરા દિલથી તેમને આશીર્વાદ દે છે ઇલાહી ! તુ અમારી આ દુઆને કબુલ કર. અમારો મિ. રીડ ચિરકાળ જીવો

હવે અમારી એ પ્રાર્થના છે કે અલ્લાહ તઆલા હમેશા પોતાની મેહેરબાનીથી શાંતિ અને સુખચેન આપે અને બધા હિંદવાસીઓને સરકારી તાબેદારીથી દેદીપ્યમાન કરે. અને અમારા હાકેમો પોતાની રૈયત અને ખુદાના બંદાઓ ઉપર મેહેરબાન રહે. આમીન !

## "હિંદના વફાદાર મુસલમાનો" નામનાં ચોપાનિયાં.

મુરાદાબાદ હતા તેજ અરસામાં સર સૈયદે મુસલમાનોની ભલાઇના એક ઉપયોગી કામનો પાયો નાંખ્યો. ઉપર બતાવ્યા પ્રમાણે બળવાનાં

કારણોનું પુસ્તક તેમણે માત્ર હિંદી સરકાર તથા પાર્લામેન્ટની જાણને માટે રચ્યું હતુ. લાંબી મુદ્દત સુધી તેની હકીકત હિંદના હાકેમો અને અમલદારો તેમજ લોકોના જાણવામાં આવી નહિ. અને જે પરિણામો આવ્યાં તે ઉપર પાર્લામેન્ટમાં તકરારો થયા બાદ ધીમે ધીમે પ્રગટ થયાં. તેથી સર સૈયદના મનની બેચેની અને લાગણી ઓછી થવા પામી નહિ. ખાસ કરીને આ કારણથી કે બળવા સંબંધી જે લખાણો અંગ્રેજો કરતા તેમાંનાં ઘણુંખરાંમાં મુસલમાનોની વિરૂદ્ધ અભિપ્રાયો દર્શાવવામાં આવતાં તેથી તેમના મનની અશાંતિમાં વધારો થતો. કોઇ કોઇ તરફથી મુસલમાનો ઉપર એવુ તોહોમત મુકવામા આવતુ કે તેમને તેમના ધર્મની રૂએ ખ્રિસ્તીઓ સાથે અદાવત છે. કોઇ એમ લખતું કે શાહ નેઅમતુલ્લાપીરની ભવિષ્ય વાણીથી સઘળા મુસલમાનોની ખાત્રી હતી કે હવે ખ્રિસ્તીઓનું રાજ્ય ટકવાનુ નથી. અને સૌથી ભારે અને સામાન્ય આળ જે તેમને માથે મૂકવામાં આવતુ તે એ હતું કે ઇસલામી ધર્મ પ્રમાણે અંગ્રેજોની સાથે ધર્મ સંબંધી લડાઇ કરવી એ મુસલમાનોની ફરજ હતી. અને તેજ કારણથી મુસલમાનો બીજા બધા કરતાં બળવામા વધારે ભાગ લેતા હતા.

આથી ઉલટુ સરસૈયદે ઘણી શોધખોળ કરીને ઘણા પુરાવા આ વાતની સાબિતીને માટે મેળવ્યા હતા કે સરકારની ખેરખાહી અને વફાદારીનાં કામો જેટલાં મુસલમાનોને હાથે થયાં તેટલાં બાજા લોકોથી થયાં ન હોતાં. અને ઉપર જણાવેલાં ત્રણે તોહમતો જે મુસલમાનોને માથે ઓળવવામાં આવતાં તે માત્ર અંગ્રેજોની સમજ ફેરને લીધે હતુ. આ મુદ્દા ઉપર એક મોટો ગ્રંથ કકડે કકડે ઉર્દુ અને અંગ્રેજીમાં રચીને હિંદ અને વિલાયતમાં પ્રગટ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

આ પુસ્તક આ પ્રમાણે લખવાનો ઠરાવ કરવામાં આવ્યો કે હિંદમાં જે જે મુસલમાનોએ અંગ્રેજોને મદદ કરી હતી તેમની વિગતવાર હકીકત ખરેખરી ભરોસા લાયક મેળવીને તે તેમાં દાખલ કરવી. અને એવા દરેક શખ્સ પાસેથી સરકાર અને હાકેમો તરફથી તેને મળેલાં પ્રમાણપત્રો મેળવીને તેની નકલો કરી લેવી. અને સરકાર તરફથી તે સેવા બદલ જે કંઇ પેન્શન કે જાગીર કે ખિલતના રૂપમાં મળ્યું હોય તેનું વર્ણન કરવું.

આવા મોટા અવકાશનું પુસ્તક રચવું એ ઘણી મહેનત અને ખરચનું કામ હતું તે સેહેજ સમજી શકાય એમ છે. તેથી સર સૈયદે એમ નક્કી કર્યું હતું કે જે શખસના સંબંધમાં જેટલાં પાના રોકવામાં આવે તેટલાં પાનાંનું ખરચ તે માણસ આપે. પણ અફસોસની વાત છે કે માત્ર થોડાજ માણસો સિવાય બીજાઓએ તે તરફ લક્ષ આપ્યું નહિ, પરિણામ એ થયું કે માત્ર ત્રણ અંક ૨૭૩ પૃષ્ટના નીકળી શક્યા. સન ૧૮૬૦ માં આ કામ શરૂ થયું અને સન ૧૮૬૧ માં બંધ કરવું પડયુ.

પેહેલા અંકની શરૂઆત આ પ્રમાણે કરવામાં આવી છે "સત્ય છે કે જમાનાની ઉથલપાથલ એ એક એવી આફત છે કે જેથી માણસ હલકો અને ધિક્કારને પાત્ર થઈ જાય છે. એવા સમયમાં તેની લાયકાત અને વિદ્વતા, તેનું ડહાપણ તથા જ્ઞાન, એમાનું કશુ પણ કામમાં આવતુ નથી. આ એજ આફત છે જેથી માણસની કાયા પલટાઇ જાય છે. તેનું કોઇ પણ કામ ભરોસા લાયક ગણવામાં આવતું નથી. કોઇ પણ માણસને તેની લાયકાત અને સ્થિતિનું ભાન નથી રહેતુ. જે કામ માણસથી નઠારૂં બની આવે છે તે તો નઠારૂજ છે પણ આ દુર્ઘટ સમયનો પ્રવાહજ એવો હોય છે કે તે બિચારાનુ સારૂ કામ પણ નરસુજ ગણાય છે અને ઉપર ઉપરનું ડોળ સમજવામાં આવે છે. દરેક પ્રજામાં સારા તેમજ નઠારા માણસો દીઠામાં આવે છે. કહેવત છે કે 'એક માછલી આખા જળને ગંદું કરે છે.' આ કહેવત આવા નઠારા સમયનેજ લાગુ પાડવામાં આવે છે. આ કાળનો એવો ગુણ છે કે જો એક માણસ પણ નઠારૂં કૃત્ય કરે તો આખું ટોળું ફજેત થાય છે, જો કે તેમાં સેંકડો ભલા માણસો હોય તો પણ તેમની ભલાઇઓ ઉપર કોઈની નજર પડતી નથી."

આ કમનસીબીનો વખત એ છે જે સન ૧૮૫૭ થી ૧૮૫૮ સુધી હિંદુસ્તાનના મુસલમાનો ઉપર વીત્યો. કોઇ આફત એવી નથી કે જે તે સમયમાં આવી હોય અને તેના સંબંધમાં એમ ન કહેવામાં આવ્યું હોય કે એ મુસલમાનોના હાથે થઇ છે, કોઇ બલા આકાશથી નથી નીકળી જેણે નીચે જમીનપર આવતાંજ મુસલમાનનું ઘર ન ખોળ્યું હોય.

## ફારસી કવિતા.

હર બલાએ કઝ આસ્માં આયદ ગરચે બર દીગરી કઝા બાશદ,
બર ઝમીના રસીદા મી પુર્સદ ખાન એ મુસલમાં કુજા બાશદ.

**અર્થ**—દરેક આફત જે આકાશપરથી આવે છે તે જો કે બીજાને વાસ્તે મુકરર થઇ હોય તો પણ જમીનપર પોહોંચતાંવારજ પૂછવા માંડે છે કે મુસલ્લમાનનું ઘર કયાં છે?

આ જુદા શબ્દગત સમયની સ્થિતિ ઉપર મે પણ ઘણો વિચાર કર્યો છે. અને જે ખરી વિગત મને જણાઇછે તે હું ખાત્રી પૂર્વક મ'નુછુ. અને તેજ કારણથી મને ખુશી ઉત્પન્ન થાય છે કે જે ચરચા મુસલમાનોના નઠારાપણા બાબત ચારે તરફ ફેલાઈ છે તે જલદીથી બધ પડશે. અગર જો કંઈ કંઈ ખરી બાબત જાહેરમાં આવવા લાગી છે તો પણ દહાડે દહાડે વધારે પ્રગટ થશે. અને જ્યારે ખરી હકીકત સપૂર્ણપણે ઉઘાડી પડશે ત્યારે મુસલમાનો સંબધી જેમની જીભ લાબી થઈ છે તે બધ થઇ જશે. અને ખાત્રી થઇ જશે કે જો કોઇ પણ પ્રજા ધર્મની રૂએ ખ્રિસ્તીઓ સાથે પ્રીતિ અને વ્યવહાર રાખી શકે એવી હોય તો તે મુસલમાનજ છે, બીજી કોઇજ નહિ. પણ આજકાલ જે અગ્રેજી વર્ત્તમાનપત્રો મારા વાચવામાં આવ્યાં અને જે પુસ્તકો આ તોફાન સંબધી રચવામા આવ્યાં તે પણ મારા જોવામાં આવ્યાં તે સર્વમાં એજ વાચવામાં આવ્યું કે હિંદમાં લુચ્ચા અને તોફાનીઓમાં માત્ર મુસલમાન, મુસલમાન અને મુસલમાનજ છે। આ જમાનામાં કોઇ કાંટાવાળુ ઝાડ ઉગ્યુ નથી જેના સંબંધમાં એમ ન કહેવામાં આવ્યુ હોય કે તેનુ બી મુસલ્લમાનોએ વાવ્યું હતુ કોઇ આગની ઝાળ ઉઠી નથી કે જેને વાસ્તે એમ ન કહેવાયુ હોય કે એ મુસલ્લમાનોએ લગાડી હતી. પણ મારૂ સમજવું તેનાથી ઉલટુ છે. હુ નથી જાણુતો કે મુસલમાનો સિવાય એવો બીજો કોઇ હોય કે જેણે માત્ર સરકારના ભલાની ખાતર પોતાનો જાનમાલ અને માન પ્રતિષ્ઠાનો ભોગ આપ્યો હોય. મોઢે મોઢેની ખેરખાહી દેખાડવી અને જુઠાં સાચાં એક બે લખાણ કરી દેવાં એતો સેહેલ છે. પણ મુસલ્લમાનો સિવાય

બીજું કોણ છે જેણે પોતાનો તથા પોતાના કુટુંબીઓનો જીવ સરકારની ખેરખાહીની ખાતરજ માત્ર ગુમાવ્યો હોય તથા જે દરેક અડીની વેળાએ હાથ પગ તથા જીવ જાનના ભોગે સેવામાં તત્પર રહ્યું હોય ?

જે મુસલમાનોએ સરકાર પ્રત્યે નિમકહરામી અને રાજ્યદ્રોહીપણું કર્યું તેની તરફદારી હુ કરતો નથી. હું તેમના ઉપર ઘણો નાખુશ છુ અને તેમને નઠારા ગણુછુ. કારણ કે આ હગામો એવો હતો કે જેમા પોતાના ધર્મના ફરમાન પ્રમાણે ખ્રિસ્તીઓ જે અહલે કિતાબ અને અમારા ધર્મી ભાઇબધ છે તેમને મદદ કરવાની મુસલમાનોની ફરજ હતી. તેઓ પેગંબરોને માને છે. ખુદાએ આપેલા હુકમો તથા ખુદાએ મોકલેલી કિતાબ તેમની પાસે છે તે કિતાબને ખરી માનવી અને તે ઉપર આસ્થા રાખવી એ અમારા ઇમાનનો એક ભાગ છે. તેથી આ હગામામાં જ્યા ખ્રિસ્તીઓનું લોહી રેડાયુ હોય ત્યા મુસલમાનોનુ પણ લોહી રેડાવુ જરૂરનુ હતું તેથી જેણે એમ નથા કર્યું તેણે સરકારની સાથે રૈયતે જે વફાદારી અને આભારની લાગણી રાખવી જોઇએ તેના ભગ કરવા ઉપરાંત પોતાના ધર્મની વિરૂદ્ધ પણ વર્તન કર્યું છે. જેટલા માટે તેમની સાથે નાખુશ થવુ એને લાયક તેઓ છે "પણ સાધારણ રીતે વર્તમાનપત્રોમાં તથા બળવાના પુસ્તકોમાં તેમના સંબંધી જે અભિપ્રાય જણાવવમાં આવે છે, તેમાં તથા મારા અભિપ્રાવમા એ લો ફેર છે કે જે પ્રસ્તાવના તથા જે મૂળ તથા જે મુદ્દો તેઓ તેમના સબધમાં પ્રદર્શિત કરે છે તે હું કબુલ કરતો નથી. અને એમાં લેશમાત્ર શક નથી કે હુ મારા મનને શુદ્ધતા અને ન્યાયની સાથે કામમાં લાવ્યો છું.

જો કે ચારે બાજુથી મુસલમાનો વિરૂદ્ધ આ ચકચાર ચાલે છે તો પણ તેમણે કોઇ પ્રકારે નારાજ થવુ ન જોઇએ, કારણ કે અમારી ન્યાયી ઉપરી સરકાર મુસલમાનેના પક્ષમાં છે. અમારી સરકારે ફિસાદની અસલ હાલત ઉપર સારી પેઠે વિચાર કર્યો છે અને ખાત્રી છે કે અમારી સરકારનો એ અભિપ્રાય નથી કે જે વર્તમાનપત્રો તથા બળવાનાં પુસ્તકોમાં તમારા જોવામાં આવે છે. તેથી જ્યારે સરકાર પોતે મુસલમાનોના પક્ષમાં છે તો આ ચરચાની શી ફીકર છે.

અમે લખીએ છીએ કે અમારી ન્યાયી સરકાર મુસલમાનોની તરફમાં છે તે વાતને આ ઉપરથી ટેકો મળે છે કે અમારી કદરદાન સરકારે ખેરખાહ મુસલમાનોનો માન મરતબો કેટલો વધાર્યો છે. ઇનામ અકરામ તથા જાગીર અને પેન્શનો આપીને ન્યાલ કરી દીધા છે. હોદ્દા અને મરતબા વધારીને ઉંચે દરજ્જે ચઢાવ્યા છે. ત્યારે મુસલમાનો હરખના આવેશમાં આવે અને પોતાની સરકારના આભારી થાય એવી આ વાત નથી ?

પણ હું જોઉંછુ કે મુસલમાનોએ જે ખેરખાહીઓ કરી છે તેનો હેવાલ વર્તમાનપત્રોમાં ઓછો છાપવામાં આવે છે. અને બળવાના પુસ્તકોમાં તો તેમનુ નામ પણ નથી. જેથી મેં નિશ્ચય કર્યો છે કે મુસલમાન ખેરખાહોની હકીકત આ ચોપાનિયામાં લખવી શરૂ કરૂ. જે મુસલમાનો તેમાં ખાસ કરીને સરકારી નોકરોએ જે જે ખેરખાહીના કામો કર્યા છે તેનું વર્ણન જેટલુ મને માલમ છે તેટલુ લખું, અને જે ઇનામ અકરામ આપણી ન્યાયી સરકારે તેના બદલામાં આપ્યુ છે તેનો હેવાલ લખુ જેથી સરકારની ઉદારતા અને કદરદાની વધારે પ્રસિદ્ધિમાં આવે. અને સઘળી મુસલમાન પ્રજા પોતાના જાતભાઇઓ તરફ સરકારે ચલાવેલી પ્રશંસનીય વર્તણુકને માટે આભારી થાય અને દરેકને એવી હોંસ થાય કે જેવી રીતે અમારા જાતભાઇઓએ સરકારની તરફદારીમાં રહીને આબરૂ અને પ્રતિષ્ઠા મેળવી છે તેજ પ્રમાણે અમે પણ સંપાદન કરીએ અને આ વાત પણ તેમના જાણવામાં આવે કે અમારી સરકાર પોતાની આજ્ઞામાં રહેનાર રૈયતપર અંત:કરણપૂર્વક મેહેરબાન છે અને તેની કદર કરે છે.

પણ મુસલમાન ખેરખાહોની સંખ્યા મોટી છે અને તેમના સંબંધનાં લખાણો પણ લાંબાં છે તેથી સઘળાંને એકજ પુસ્તકમાં છપાવવુ મુશ્કેલ હતું તેટલા માટે એવો બંદોબસ્ત કર્યો છે કે યોગ્ય પ્રસંગે કેટલાક લોકોની હકીકત ટુંકમાં ચોપાનિયાના રૂપમાં છાપવામાં આવશે.

જે લોકો પક્ષપાતપણાથી કિંવા દેશસ્થિતિની ઓછી માહીતીને લીધે કે રાજ્યદ્વારી મૂળતત્વો ઉપર યોગ્ય વિચાર કરવાની અશક્તિને લીધે મારા અભિપ્રાયથી વિરૂદ્ધ છે તેવાઓ આ મારો મત વાંચીને

મારા ઉપર સ્વદેશ પ્રેમનું આળ મુકશે. હું એ વાત કબુલ કરૂંછું કે મારી ઇચ્છા વગર મારો જન્મ હિંદમાં થયો અને બેશક હું મુસલમાન છું. અને મુસલમાનોનોજ શુભ હેવાલ આ પુસ્તકમાં લખું છું. હવે પછી અન્યાયથી મારા ઉપર જે કોઇ ચાહે તે આ તોહોમત મારા ઉપર ભલે મુકે. પણુ જેઓ ન્યાય પ્રેમી છે તે વિચાર કરશે કે તે બનાવો અને હેવાલો લખવામાં કોઇ ઠેકાણે હુ ન્યાયથી વેગળો ગયો નથી જે મુસલમાનની ખેરખાહી સંબધી લખ્યુ છે તેમના સબધી ખરેખર તે સમયના અમલદારોએ જે રીપોર્ટો કર્યા, જે સર્ટિફિકેટો તેમને આપ્યા અને સરકાર તરફથી જે ઇનામ અકરામ તેમને અર્પણ કરવામાં આવ્યાં તે શબ્દે શબ્દ દાખલ કરવામાં આવ્યાં છે, જે મારા આ લખાણુની ખરી સાબીતીઓ છે અને પક્ષપાતીઓનાં જુઠાં તોહોમતોને અટકાવનાર છે।

આ પછી સર સૈયદે કબુલ કર્યુ કે મારી સેવાઓ બીજા મોટા મુસલમાન ખેરખાહોના પ્રમાણુમાં કશી ગણત્રીમા નથી તેથી તે વર્ણવા લાયક નથી. પણુ માત્ર એ આશા છે કે જે અગ્રેજ મુસલમાનોને શકથી જુએ છે તેઓ આ લેખકને સરકારનો ખેરખાહ જાણીને લખાણુને લક્ષ પોહોંચાડવા લાયક સમજે. સૌથી પહેલે મારો પોતાનો તથા મીર તુરાબઅલી તથા ડિપ્યુટી રેહેમતખાનનો હેવાલ મે લખ્યો છે અને ત્રણે અંકોમા લગભગ સત્તર કે અઢાર માણુસોનો વૃત્તાંત વિગતવાર દાખલ કર્યો છે. જેમાંના કેટલાક પોતે જાતે પણુ માર્યા ગયા છે અને તેમની સાથે તેમના કુટુબના દસ દસ બાર બાર માણુસો પણુ બળવાખોરોને હાથે કતલ થયા છે. બીજા અંકમાં સરકારના ખેરખાહોના વર્ણન ઉપરાંત એક લાંબુ વિવેચન એ ત્રણ તોહોમતોના સબધમાં કર્યું છે જે સામાન્ય રીતે મુસલમાનો તથા તેમના ધર્મ ઉપર લગાડવામાં આવતાં હતાં. અને કુરાન શરીફ તથા હદીસશરીફ તથા ફિકાને આધારે સ્પષ્ટ રીતે તે તેમને ખોટાં અને બીનપાયાદાર સાબીત કર્યાં છે. ત્રીજા અકમાં લેન્સીલોટ એડિસન નામે એક પુરાતન ખ્રિસ્તીએ સન ૧૬૭૭ માં ઇસલામની શરૂઆત સંબંધી એક ગ્રંથ રચ્યો હતો તેમાંથી એક કરારનામાની નકલ કરવામાં આવી છે. તે ઉપરથી માલમ પડે છે કે હઝરત મોહંમદ (સા) એ ખ્રિસ્તીઓ સાથે

 

જે તહનામાં કર્યા હતાં તેમાં તે પ્રજાને લગભગ મુસલમાનો જેટલાજ હકો આપ્યા હતા. અને મુસલમાનોને તાકીદ આપી હતી કે તે પ્રમાણે હમેશ વર્ત્તે, નહિ તો તેઓ ખુદાથી આઘા ગએલા ગણવામાં આવશે.

આ કામ મુસલમાનોની હમેશની બેદરકારીપણાની ટેવને લીધે આગળ ચાલી શકયુ નહિ માટે માત્ર ત્રણજ અંક બાહેર પડી શકયા.

## "નસારા" શબ્દ ઉપર વિવેચન.

સર સૈયદ મુરાદાબાદમાં હતા તે વખતે તેમને માલમ પડ્યું કે કેટલાક જીલ્લાઓમાં બળવાના સમયમા મુસલમાનોને હાથે લખાયલાં લખાણો આગળ ધરવામાં આવ્યાં જેમા અંગ્રેજોને માટે "નસારા" શબ્દ લખવામાં આવ્યો હતો. અમલદારોએ આ શબ્દને બળવાનો શબ્દ ગણ્યો અને તે લખનારાઓને શિક્ષાઓ કરવામા આવી આ ગેરસમજ દૂર કરવા માટે તેમણે ઉપલા નામનુ નાનકડું પુસ્તક ઉર્દુ તથા અંગ્રેજી ભાષાઓમાં છપાવી પ્રગટ કર્યું અને સરકારની જાણમા ખરી હકીકત આણી જ્યા સુધી જાણવામાં આવ્યુ છે ત્યાં સુધી આ પુસ્તક બહાર પડયા બાદ આ શબ્દ વાપરવા માટે કોઇને શિક્ષા થઈ નથી.

## મુરાદાબાદ જીલ્લામાં દુકાળની વ્યવસ્થા.

જ્યારે સન ૧૮૬૦ માં વાયવ્ય પ્રાંતોમા દુકાળ પડ્યો ત્યારે સર સૈયદ એહેમદ મુરાદાબાદમાં સદર અમીન હતા. ત્યાના કલેક્ટરે આ દુકાળની વ્યવસ્થા સર સૈયદને સોપી. એમણે લાયકાત અને સુવ્યવસ્થા ઉપરાંત માણસાઈની જે લાગણી પ્રદર્શિત કરી તે હિંદવાસીઓને માટે નકલ કરવા લાયક નમુનો છે મુરાદાબાદના વતની સર સૈયદના એક પુરાણા મિત્રનું ધારવુ એવુ છે કે સર સૈયદ એહેમદને જે મોટું માન આખા હિંદુસ્તાનમાં મળ્યુ તેનુ મૂળ કારણ એમની તે વખતની સેવાનુંજ છે.

આશ્રમમાં સોળ હજાર દુકાળિયાંઓને એક કલાકમાં ખાવાનું મળી જતું. માંદાઓને ડાક્ટર અને દવાખાનું પુરાં પાડવામાં આવ્યાં હતાં. માંદાઓને તેમને લાયકનો ખોરાક મળતો. સુવાવડીઓ તથા દુધ પીતાં બાળકોને દુધ અને ખીર આપવામાં આવતાં. હિંદુ માટે હિંદુ અને મુસલમાનો માટે મુસલમાન

રાંધનારા રાખેલા હતા, જે હિંદુઓ પોતાના હાથનુંજ રાંધેલું ખાતા તેમને માટે જુદા ચોકા હતા. શેહેરની મલાયજાવાળી અને આબરૂદાર બાઇઓ જે આશ્રમમાં આવી શકતી નહોતી તેમની પાસે એક એક પટારી રૂની અને કાંતવાની મજુરીના આઠ આઠ આના ફળીયાના મુખીઓની મારફત મોકલી આપવામાં આવતાં. જ્યારે સુતર કંતાઇને આવતું ત્યારે બીજું રૂ, અને મજુરી મોકલવામાં આવતા.

સર સૈયદ સવાર સાંજ બન્ને વેળા હમેશ આશ્રમમાં જતા. દરેક માંદાની સ્થિતિ વિષે પૂછપરછ કરતા. જે ઝાડાની બીમારીથી પીડાતા અને એવી હાલતમાં હતા કે જોઇને ચીતરી ચઢે તેવાઓને પોતે પોતાના ખોળામાં લઇને નવડાવતા, સાફસુફ લૂગડાં પેહેરાવતા અને સારી જગાએ લઈ જઇને સુવાડતા. પોતાને હાથે ઓસડ પાતા અને દરેક રીતે માબાપની પેઠે માવજત કરતા. રાજા જેકિશનદાસ સી. આઈ. ઈ. નામે એક આગેવાન ગૃહસ્થ જે પાછળથી સર સૈયદના ધાડા મિત્ર થયા હતા તેમની સાથે આ વખત સુધી ઓળખાણ નહોતુ, તે આ પ્રમાણે જણાવે છે " જ્યારે સર સૈયદે લોયલ મોહોમેડન્સ આવ ઈન્ડીયા (હિંદના વફાદાર મુસલમાનો) નામનું ચોપાન્યું કાઢવાનું શરૂ કર્યું ત્યારે તેનાં કેટલાંક વાકયો ઉપરથી મને લાગ્યું કે સૈયદ એહેમદખાન ધણાજ પક્ષપાતી માણસ છે અને હિંદુઓ-સાથે તેમને કશી લાગણી નથી. તે વખતે મારો પાકો ઈરાદો થયો હતો કે આ પ્રમાણે એક ચોપાન્યું હિંદુ રાજ્યભકતો સબંધી પણ કાઢવું. તેજ અરસામાં મારૂં મુરાદાબાદ જવુ થયું. રસ્તામાં અનાથાશ્રમ આવતું હતું ત્યાં સર સૈયદ સાથે મેળાપ થયો. મેં તેમની આગળ તેજ વાકયો સંબંધી વાત કાઢી. તેમણે દીલગીરી જાહેર કરી અને પોતાની કલમની ભૂલ કબુલ કરી. આનો માત્ર એક સભ્યતા પૂર્વક જવાબ હતો. પણ જે પ્રીતિ અને લાગણીથી તે તેજ વેળા દરેક ધર્મના ભૂખે મરતા લોકો સાથે વર્ત્તતા હતા તે જોઇને મારૂં મન તદન શુદ્ધ થઈ ગયું. તેમને આશ્ચર્ય પૂર્વક લાગ્યું કે આ માણુસ કેવી પવિત્ર વૃત્તિનો છે ? ત્યારથી આજ લગણુ અમારી બન્નેની વચ્ચે પ્રીતિની વૃદ્ધિ થતીજ રહી છે. અને હવે અમારો સંબંધ જગ જાહેર છે."

આશ્રમસ્થાનમાં સાંજનું ખાણું દિવસ ડુબ્યા પેહેલાં વેહેંચાઈ જતું હતું. પણ જે ઉંચ વર્ણના લોકો ત્યાં પ્રસિદ્ધ રીતે આવતા શરમાતા તેમને પરવાનગી હતી કે અંધારામાં આવીને જમી જાય. ખોરાકને માટે વપરાતા પદાર્થો ઉંચી પ્રતિના ખરીદવામાં આવતા. એ સિવાય દુકાળિયાઓને લુગડાં પણ આપવામા આવતા.

આવા ઉત્તમ બદોબસ્ત છતાં મુરાદાબાદમાં બીજા જીલ્લાઓ કરતાં ઓછુ ખરચ કરવામાં આવ્યુ હતુ. તેનુ કારણ એ હતુ કે જે સ્રી પુરૂષો કામ કરી શકે એવાં હતાં તેમની પાસેથી તેમની શક્તિ પ્રમાણે કામ લેવામાં આવતુ હતું અને તેમની મજુરીમાથી જે ઉત્પન્ન થતું તે આશ્રમસ્થાનના હિસાબમા જમા કરવામાં આવતું.

આ સ્થાન સિવાય કેટલાક ગરીબોને તે જાતે અને તેમની સ્રી પોતાની પદરથી ખરચ કરીને પાળતાં.

જ્યારે આ આશ્રમનો રીપોર્ટ સરકારમાં મોકલવામાં આવ્યો ત્યારે અહીની વ્યવસ્થા બાબત ઘણી પસદગી જાહેર કરવામાં આવી અને બીજે ઠેકાણે એને નમુના તરીકે ગણવાની સૂચના થઈ અને વ્યવસ્થાપકોની પ્રશંસા કરવામા આવી.

આ કામ માથે લેતા પેહેલા સ્ટ્રેચી સાહેબ કલેકટરની સાથે સર સૈયદે ઠરાવ કર્યો હતો કે જે માબાપ વગરના છોકરા આવે તેમાંના મુસલમાન હોય તેમને મુસલમાનોને અને હિંદુ હોય તેમને હિદુઓને એવી શરતે સોંપવાં કે કોઇ તેમને લુંડી ગુલામ તરીકે ગણે નહિ. સ્ટ્રેચી સાહેબ રહ્યા ત્યાં સુધી તો એમ ચાલ્યુ. પણ દુકાળનો અત આવતાં પેહેલાં સાહેબ મજકુરની બદલી થઈ ગઈ અને તેમની જગાએ પાવર સાહેબ આવ્યા. તેમને પાદરી લોકોએ સમજાવ્યા અને એવાં વારસ વગરનાં છોકરાઓ પાછાં મેળવવાની દરખાસ્ત કરી. આ ઉપરથી સર સૈયદ સિવાય બીજા હિંદુ મુસલમાનોને જે છોકરાં આપવામાં આવ્યાં હતાં તેમને પાછાં લઇ લેવાનુ નક્કી થયું. પણ આ વાતથી સર સૈયદ નાખુશ થયા તેથી પાવર સાહેબે આ બાબતનો નિવેડો કરવા એક કમિટી અગ્રેજો તથા દેશીઓની નીમી. તે વખત એવો હતો કે દેશીઓ અંગ્રેજોની વિરૂદ્ધ અભિપ્રાય આપવાની હિંમત કરી શકતા નહોતા.

તેથી સર સૈયદ સુદ્ધાં માત્ર બે ત્રણ મેમ્બરો વિરૂદ્ધ પડયા. બાકીના સ-ર્વેએ અંગ્રેજોનું મન ગ્રહણ કર્યું તેથી પરિણામ એ આવ્યું કે તેવાં સઘળાં બાળકો પાદરીઓને સોપવામાં આવ્યાં. સર સૈયદ ને ઘેર પણ ચાર પાંચ તેવાં છોકરા હતાં તેમને પણ તેમણે માગ્યા શિવાય કલેકટરની પાસે મો-કલી દીધાં. તે વખતે તે બાળકોનો વિલાપ હૃદયભેદક હતો.

આ પ્રસંગ ઉપરથી સર સૈયદનો ઇરાદો એવો થયો કે આખા હિંદુ-સ્તાનમા હિંદુ મુસલમાનોનુ એક એકત્ર ફંડ ઉભું કરીને એક મોટુ અનાથા-શ્રમ કાઢવુ જેથી આવો અનર્થ થતો અટકે. પણ પાછળથી તેમને એમ લાગ્યુ કે દેશમાં કેળવણીનો ઓહોળો ફેલાવો ન થાય ત્યાં સુધી આમ બનવુ અશકય છે. તેથી તેમણે પોતાની બધી કોશેશોનું સુકાન તે તર-ફજ ફેરવ્યુ.

## તવારીખે ફીરોઝશાહીની શુદ્ધિ.

તારીખે ફીરોઝશાહીએ ઝીયાએબરની નામનો ઘણો ભરોસા લાયક ઇતિહાસ બંગાળાની એસ્યાટિક સોસાયટીએ છાપવાનો વિચાર કર્યો અને એક શુદ્ધ નકલ પેદા કરી આપવાની દરખાસ્ત સર સૈયદને કરી. તેમણે મહા મહેનતે ચાર અસલ નકલો એકઠી કરી અને તે ઉપરથી એક શુદ્ધ નકલ તૈયાર કરી સોસાયટીને મોકલી તે તેમણે સન ૧૮૬૨ માં છાપીને પ્રસિદ્ધ કરી. આ પુસ્તકમાં સર સૈયદે એક પ્રસ્તાવના લખી છે તે ઘણી ઉપયોગી છે અને તે સાયન્ટિફિક સોસાયટીના અખબારના પેહેલા પુસ્તકમાં પણ છપાયલી છે.

## તબઈનુલ કલામ.

સન ૧૮૫૭ ના બળવા પેહેલાં દિલ્હી આગ્રા વગેરે ઠેકાણે પાદરી-ઓનાં ભાષણોનો ઓહોળો ફેલાવો થઇ ગયો હતો. અને મુસલમાનો સાથે ધર્મ સંબંધી ઘણા વાદવિવાદ થતા હતા. તે ઉપરથી સર સૈયદનો વિચાર થયો હતો કે ઇસ્લામની વિરૂદ્ધ પાદરીઓની ટીકાઓના જવાબ લખવા જોઇએ. તે પ્રમાણે તેમણે કંઇક લખ્યું પણ હતું. પણ બળવામાં એ લખાણોનો નાશ થઇ ગયો. જયારે પાછી શાંતિ થઇ ત્યારે આગળના

વિચારે નવું રૂપ લીધું અને તેમણે ઠરાવ કર્યો કે ખ્રિસ્તી તથા ઇસલામ ધર્મોનાં મૂળતત્વોને નિષ્પક્ષપાતે તપાસી જોઇને તેમાં મળતાપણું શોધી કાઢવુ તથા જ્યાં જુદાપણું માલમ પડે ત્યાં તેનાં ખરાં કારણો ખોળી કાઢવાં અને તે પ્રસિદ્ધ કરવાં જેથી બન્ને ધર્મના અનુયાયીઓનો માત્ર શબ્દાર્થ સંબંધી ઝગડાનો અંત આવે. આ કામ મોટુ હતુ. કારણુ કે તેને માટે ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક બાઇબલનો અસલ ભાષામાં અભ્યાસ કરવાની જરૂર હતી. બાઇબલ પેહેલ વહેલો ઇબરાની એટલે હિબ્રુ ભાષામાં લખાયલી હતી માટે તે ભાષાનો અભ્યાસ તેમણે એક "સાલેમ" નામના યાહુદી પાસે કર્યો બળવાનો ચડેલો પગાર તથા બળવામા થએલા નુકસાનનો બદલો સરકાર તરફથી પોતાના નોકરોને આપવામા આવ્યો. તેથી એકદમ મોટી રકમ સર સૈયદના હાથમાં આવી. તેમાથી તેમણે ખ્રિસ્તી ધર્મનાં બધાં જરૂરી પુસ્તકો, બાઇબલની ટીકાઓ તથા યુનિટેરિયન પંથનાં પુસ્તકો ખરીદયા. એક અંગ્રેજી જાણનાર યુરોપિયન તરજુમો કરવા સારૂ રોજ બે કલાકને માટે માસિક સો રૂપિયાના પગારે રાખ્યો તથા એક અરબી ભાષાના વિદ્વાનને પણ નોકરીમા રાખ્યો. ઉર્દુમાં પોતે લખતા અને તેનો અંગ્રેજીમાં તરજુમો કરાવતા. છાપવામાં ઢીલ ન થાય તેટલા માટે થોડાક હજારને ખરચે એક છાપખાનું ખરીદયુ. આ પ્રમાણે મોટા ખરચે કામ ચલાવ્યું. એટલામાં એમની બદલી મુરાદાબાદથી ગાજીપુર થઇ તેથી તે સઘળો સામન ત્યાં લઇ ગયા. તે જગાએ એમને મોલવી ઇનાયત રસુલ સાહેબ નામના એક પ્રખ્યાત વિદ્વાનની પણ મદદ મળી. તેથી અસલ બાઇબલ ટીકા સહિત ઇબરાની ભાષામાં અને તેનો તરજુમો તથા ટીકા ઉર્દુ અને અંગ્રેજીમાં સાથે સાથે છાપતા ગયા. જુના કરારમાથી મસુખ્રિસ્ત સાહેબના જન્મના ૧૧ મા પ્રકરણુ સુધી અને નવા કરારમાંથી ઇન્જીલે મતીના પાંચમા પ્રકરણુ સુધી ઉપર લખ્યા પ્રમાણે બરાબર છપામણી થઈ.

આ પુસ્તકમાં તફસીર (ટીકા) શરૂ કરતાં પેહેલાં સર સૈયદ દસ મુકદમા (પ્રસ્તાવના) લખ્યા છે તે ઘણી વિગતથી લખાયલા છે. તેમાં મુસલમાન તથા ખ્રિસ્તીઓ બન્નેને માટે ઘણી ઉપયોગી માહિતી લખેલ

કરી છે. આ પ્રસ્તાવનાઓની મતલબ અણુમાહિતીને લીધે બન્ને ધર્મના લોકો વચ્ચે ઉઠતા ઝગડાઓના મૂળને નાશ કરવાની છે.

ખ્રિસ્તી પાદરીઓ સાથે મોટેના વિવાદથી જો કે એટલુ તો થયું કે બીજા ધર્મના લોકો જેટલા મુસલમાનો ખ્રિસ્તી થયા નહિ તો પણ મુસલમાનોના ધર્મ સંબંધી અંગ્રેજોના અભિપ્રાય બગડી ગયા અને તેઓ માનવા લાગ્યા કે અગ્રેજી રાજ્યના મુસલમાન વિરોધીઓ છે. તેથી એવો શાંત ઉપાય યોજવાની જરૂર હતી કે જેથી મુસલમાનો પારકા ધર્મમાં જતા અટકે પણ તેની સાથે સાથેજ ઇસલામ ધર્મનાં ખરાં મૂળતત્વો સર્વેના જાણુવામાં આવે જેથી જૂઠો વિરોધ દૂર થાય અને ખ્રિસ્તી તથા મુસલમાનો વચ્ચે મિત્રાચારીની ગાંઠ બધાય. આ ઇરાદાથી "તબઇનુલ કલામ" જેવો ગ્રંથ રચવાનુ મહત્વનું કામ સર સૈયદે માથે લીધુ અને કેટલેક દરજ્જે પુરૂં પાડયુ. પણ જાત ભાઇઓની હમેશની બેફીકરાઇને પરિણામે સંપૂર્ણતાએ પોહોચી શકયુ નહિ.

સર સૈયદે પોતાના ગ્રંથ સંબંધી એક અંગ્રેજ વિદ્વાન જે. એમ. આનોલ્ડ સાહેબે લખેલા પત્રના જવાબમા એક કાગળ તેમના ઉપર લખ્યો હતો. તેની નકલ તે સાહેબે પોતાના સન ૧૮૬૬ માં છપાવેલા પુસ્તક નામે "કુરાન અને બાઇબલ" માં છાપ્યો છે. તે ઉપરથી સર સૈયદનો ઇરાદો પોતાનો ગ્રંથ બહાર પાડવામાં શો હતો તે સ્પષ્ટ રીતે જણાય છે તેથી આ નીચે તેનો તરજુમો દાખલ કરવામાં આવે છેઃ—

"બેશક આપનો વિચાર ખરો છે કે આજ લગણુ પવિત્ર બાઇબલની ટીકા કોઇ મુસલમાને લખી નથી. ગમે તે કારણુ હોય કે જેને લીધે અમારા વડવાઓએ એ કામ માથે લીધુ નહોતું પણ જે કારણે હાલના જમાનાના મુસલમાનોને તે કામથી અટકાવ્યા છે તે એ છે કે મુસલમાન ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકોને નિરૂપયોગી કચકચાટ અને જૂઠી કહાણીઓનો સંગ્રહ માને છે. અને તેમની આ નુકસાન કર્ત્તા માન્યતાને ઘણે ખરે પ્રસંગે કેટલાક પાદરીઓની ડહાપણુ તથા સમજણુની ખામીવાળી દલીલોથી ઘણો ટેકો પડયો છે. આ દલીલોને પ્રતાપે નહિ ઇચ્છતા જોગ ઝઘડા અને વિરોધ

બન્ને પક્ષ વચ્ચે ઉત્પન્ન થયા સિવાય બીજું પરિણામ આવ્યું નથી.

જ્યારે બન્ને પક્ષોની આવી સ્થિતિ હોય ત્યારે આપ સેહેલથી વિચારી શકશો અને અનુમાન કાઢી શકશો કે જો કોઈ મુસલમાન એવું પુસ્તક રચે કે જે પવિત્ર ઇન્જીલનું વિવેચન હોય, તેને ટેકો આપે અને તેને ઇશ્વર પ્રેરિત ગ્રંથ માને તો તેની સ્થિતિ અને આબરૂ તેના જાતિભાઇઓની રૂબરૂ કેવી હોય ? બેશક તેને સઘળા લોકો ધિક્કારશે અને નઠારો ગણશે, આજ સ્થિતિ મારી છે. આ કામની શરૂઆતમા મારી સાથે પણ એવીજ વર્ત્તણુંક ચલાવવામાં આવી. પણ મેં તેમની અયોગ્ય મશ્કરી, વગર પાયાની ધમકીઓ, અને એવાજ પ્રકારના બીજા અન્યાયો ધીરજથી ખમ્યાં. અને જેને હુ સત્ય માનતો હતો તેને જાહેર રીતે બોલવામાં કંઇ ફીકર મેં રાખી નહિ જે બદલો મારા કામની શરૂઆતમાં મને ખ્રિસ્તીઓ તરફથી મળ્યો તે પણ મારા જાતભાઇઓ તરફથી મળ્યો તેના કરતા ઓછો ન હતો. પણ ઈશ્વરનો ઉપકાર માનુંછુ કે મારી ટીકાનો પ્રથમ ભાગ છપાયા બાદ મુસલમાનોને માલમ પડયુ કે જે કંઇ હુ ઇન્જીલ ( બાઇબલ )ના ટેકામાં લખતો હતો તે સઘળુ પાક કુરાન તથા બીજા આધાર રૂપ ગ્રંથોને આધારેજ હતુ. ઘણાખરા મારી પ્રશંસા કરવા લાગ્યા અને પવિત્ર ઇન્જીલને માનવામાં તથા તેને માન આપવામાં મારી સાથે એક મત થયા. અને ઇન્જીલના સબંધમાં ઘણાક વેહેમો અને નઠારા વિચારો જે ઘણી મુદ્દતથી તેમના મનમાં હતા તે ઓછા થઇ ગયા. આ વાતની સત્યતાના ટેકામા એક મોટા મોલવીના પત્રમાથી હું કેટલાક વાકયો આપની જાણને માટે ટાંકું છુ. તે લખે છેઃ "મેં આપની તફસીર ( ટીકા ) વાચી. અને હુ જાહેર રીતે કબુલ કરૂં છુ કે નિ:સંશય તે એક અનુપમ પુસ્તક છે. અને ઇસ્લામ ધર્મને પુષ્ટિ આપે છે. ઈશ્વરનો ઉપકાર છે અને બેહદ ઉપકાર છે કે આ જમાનામાં આપ જેવા એક ગૃહસ્થ છે જે સીધો રસ્તો બતાવે છે. આપનો ગ્રંથ દરેક શનિવારે વાંચવામાં આવે છે. અને તેનાં વખાણવા લાયક વાકયો વાંચીને ઇશ્વરનો ઉપકાર માનવામાં આવે છે અને આપને આશીર્વાદ દેવામાં આવે છે."

પવિત્ર બાઇબલમાં કેટલાંક ઠેકાણાં એવાં છે જેમને કારણે મુસલમાન લોકોની માન્યતા બગડી છે. દાખલા તરીકે ઇબ્રાહીમ અલયહિસ્સલામને મિસરમાં જૂઠું બોલવાનુ તોહોમત લગાડવુ ખ્રિસ્તી ટીકાકારોએ આવે ઠેકાણે સંપૂર્ણ ખુલાસા કર્યા નથી. પણ તેમનાથી ઉલટો હું એમ કહું છું કે ખુદ બાઇબલમાંથી આ વાકયોનો તે અર્થ થતો નથી જે સાધારણ રીતે માનવામાં આવે છે. આ ઉપરથી મને આશા છે કે મારી તફસીરનો બીજો ભાગ છપાયા પછી બાઇબલ સબંધી મુસલમાનોની સુગ તદન ઓછી થઇ જશે.

એમ છતાં મારી ખાત્રી છે કે સાધારણ મુસલમાનોની ગાળો તથા ધિક્કારથી મારો છૂટકો થશે નહિ; ખ્રિસ્તીઓ પણ મારી તફસીરથી ખુશ થઇ શકતા નથી કારણ કે જેમ હુ ઇન્જીલના શિક્ષણને ખરૂં માનુ છુ તેમજ ત્રિપુટીના સવાલથી વિરૂદ્ધ છુ. કેમકે ઇન્જીલમાં કોઇ ઠેકાણે આ સવાલની પુષ્ટિ અથવા હયાતી મને જડી નથી મારી ખાત્રી છે કે ઇસ્લામ ધર્મ સત્ય છે. અને તેની સત્યતા તથા અસ્તિત્વ બન્નેની સાબીતી ઇન્જીલમાં છે. તેથી મને ખ્રિસ્તી કે મુસલમાન કોઇ પણ ટોળાના લોકોને ખુશ કરવાની દરકાર નથી. હું સત્ય ઉપર છુ. અને તે ઇશ્વરને રાજી કરવા ચાહું છું જેની રૂબરૂ સઘળાઓ એક દિવસ જવાના છે. અલબત મારી એ ઇચ્છા છેકે મુસલમાન તથા ખ્રિસ્તી વચ્ચે મેળ બધાય. કારણ કે કુરાન શરીફની રૂયે જો કોઇ પથ મુસલમાનોનો મિત્ર થઇ શકે તો તે ખ્રિસ્તી છે. મારી આ મતલબ તે કેટલાંક ચોપાનિયાં ઉપરથી આપને માલમ પડી જશે, જે મેં આ સબધમાં લખ્યાં છે અને જે હવે આપની સેવામાં મોકલુ છુ. મેં આપને સીરનામે મારી તફસીરનો પહેલો હિસ્સો પણ રવાના કર્યો છે, જે આપ કબુલ કરશો તો મને માન મળશે. બીજો હિસ્સો જયારે તૈયાર થશે ત્યારે આપની તરફ મોકલવામાં આવશે. ખાત્રીથી કહું છુંકે બાઇબલ તરફ જેટલી લાગણી આપ ધરાવોછો તેટલીજ હું પણ ધરાવુંછુ. મારો ઇરાદો તફસીરમાં યોગ્ય સ્થળે ડાક્ટર કલેન્ઝુના વાંધાઓનો જવાબ આપવાનો છે. ”

જે. એમ. આર્નોલ્ડ સાહેબ સર સૈયદના પત્રને પોતાના પુસ્તકમાં

દાખલ કરતી વેળા આ પ્રમાણે ટીકા કરે છે, " જો આ વિચારો સામાન્ય થઈ જાય અને માલમ પડે છે કે તે હિંદના મુસલમાનોમાં ફેલાતા જાય છે તો તેનાથી માત્ર વફાદાર થશે એટલુજ નહિ પણ ધીમે ધીમે ઇસલામના ફેલાવાથી જે દુશ્મનાવટ કોમ કોમો વચ્ચે ફેલાયલી છે તે દૂર થશે. આ તફસીર જે બાઇબલને માત્ર કચકચાટ સમજવાને બદલે માનને લાયક ગણે છે અને તેની સામીની ખુદ કુરાનમાંથી આપે છે તે એવી છે કે તેનો તરજુમો મુસલમાનોની દરેક ભાષામાં અને ખસુસ કરીને અરબીમા થવો જોઇએ, કારણકે મુસલમાનો ને સારૂ આથી વધારે ફાયદા કારક બીજી કોઇ વાત નથી કે તેઓ ઇન્જીલને કુરાન શરીફ જેટલાજ માનની લાગણીથી જુવે. "

આ પુસ્તક ઉપરનુ વિવેચન પૂર્વ તરફની ભાષાઓના અભ્યાસી એક ફ્રેંચ વિદ્વાનનો એ પુસ્તક સબંધી અભિપ્રાય ટાકીને સમાપ્ત કરીશુ. જાણીતા વિદ્વાન ગાર્સન દતાસી જેણે ઉર્દુ સાહિત્ય પાછળ પોતાની આખી જીંદગી ગાળી હતી તેણે સન ૧૮૮૩ ના પોતાના ભાષણ દરમ્યાન સર સૈયદની તફસીર સંબધી આ પ્રમાણે કહ્યું હતું "એક નવુ પુસ્તક જેની તરફ હું તમારૂ ધ્યાન ખેચુંછુ તે સૈયદ એહેમદખાને રચ્યુ છે. તે હિંદુસ્તાનના ગ્રંથકર્ત્તાઓમા સૌથી વધારે પ્રખ્યાત છે આ તેજ ગ્રથકર્ત્તા છે જેનો ગ્રંથ નામે આ સારૂસ્ સનાદીદનો મે એશિયાટિક જર્નલમાં તરજુમો કર્યો હતો. મે આ નવા પુસ્તક સંબધી તે છપાતાં પેહેલાં ખબર આપી હતી. અને હવે ખુશીથી જણાવુછુ કે તેનો પેહેલો ભાગ છપાઇ તૈયાર થઇ ગયો છે. તેની નકલ જે ગ્રથકર્ત્તાએ મને મેહેરબાની કરીને ભેટ કરી છે તે હાલ મારી પાસે તૈયાર છે. આ પુસ્તક ઉપરથી માત્ર એટલુજ જાણવામાં નથી આવતું કે સૈયદ એહેમદખાનને માત્ર કુરાન શરીફ તથા આપણા પવિત્ર ગ્રંથોનું સપૂર્ણ જ્ઞાન છે પરંતુ એમ પણ માલમ પડે છે કે ઘણાક એશિયાઇ ગ્રથો તથા યુરોપિયન પુસ્તકોની પુરેપુરી માહિતી છે. એમ માલમ પડે છે કે તેમનો અભ્યાસ એમણે મનન પૂર્વક કર્યો છે. પણ અચંબો એ છે કે એ આટલા યુરોપિયન ગ્રંથો શી રીતે મેળવી શકયા ? ખરેખાત આ પુસ્તક બોહોળા જ્ઞાનનું પરિણામ છે અને હું

પોતાને મુબારકબાદી આપુંછું કે જે ભાષા શીખવવાની મારી નોકરી છે તે ભાષામાં એ લખાયલુ છે. કારણ મને ખાત્રી છે કે આ પેહેલોજ પ્રસંગ છે કે જ્યારે કોઇ પણ મુસલમાને માત્ર ઉર્દુજ નહિ પણ એશિયાની બીજી ભાષામાં આ વિષય ઉપર આટલુ બોહોળું અને સંપૂર્ણ વિવેચન કર્યુ હોય."

## સ્રીનું ગુજરી જવું.

સન ૧૮૬૧ માં સર સૈયદનાં ધણિઆણી બે દીકરા અને એક દીકરી મુકીને ગુજરી ગયાં. તે વખતે તેમની ઉમર ૪૪ વરસની હતી અને શરીરે પણ મજબૂત હતા. તેમના મિત્રોએ બીજા લગ્ન કરવા સારૂ ઘણુંએ કહ્યું પણ તેમણે માન્યુ નહિ અને પોતાની તંદુરસ્તી અને શક્તિને દેશ સેવામાં લગાડીને તેમનો સદુપયોગ કર્યો.

## સાયન્ટિફિક સોસાયટીની સ્થાપના.

સન ૧૮૬૨ માં તેમની બદલી ગાજીપુરમાં થઇ. ત્યાં જઇને તેમણે સાયન્ટિફિક સોસાયટી સ્થાપના કરી. પેહેલાં દુકાળ સંબંધી લખતાં જણાવવામા આવ્યું છે કે સર સૈયદનો વિચાર હિંદુસ્તાનના હિંદુ અને મુસલમાન અનાથ બાળકોને માટે એક મોટુ આશ્રમસ્થાન સ્થાપવાનો પ્રયત્ન કરવાનો થયો. પણ પાછળથી તેમને લાગ્યું કે જ્યાં સુધી લોકોમાં સામાન્ય કેળવણી અને સુધરેલા વિચારો ફેલાય નહિ ત્યાં સુધી આવુ કોઇ કામ ફતેહમંદ નીવડી શકે નહિ, તેથી યુરોપના શાસ્ત્રીય ગ્રંથોનો દેશી ભાષામાં તરજુમો કરાવી પ્રસિદ્ધ કરવા તથા યુરોપિયન અને દેશીઓને એકમેક સાથે મેળાપ થવાનો પ્રસંગ આપવા સારૂ તેમણે સાયન્ટિફિક સોસાયટી સ્થાપન કરવાનો વિચાર કર્યો. આ વિચાર અમલમાં લાવવાને તેમણે પ્રયત્ન ચાલુ કર્યા અને સન ૧૮૬૩ માં ઉપલી સંસ્થા ગાજીપુરમાં સ્થાપવામાં આવી ડયુક આવ આર્ગાઇલ જે તે વખતે હિંદના વજીર હતા તેમણે એ સોસાયટીના પેટ્રન થવા કબુલ્યું તથા વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર ડ્રૂમન્ડ સાહેબ અને પંજાબના લેફ્ટેનેન્ટ ગવર્નર મેકલાઉડ

સાહેબ વાઇસ પેટ્રન થયા. વળી હિંદના આગેવાન હિંદુ તથા મુસલમાન ગૃહસ્થો અને રાજાઓ મેમ્બર થયા. આ પ્રમાણે સ્થાપના થયા પછી તરજુમાનું કામ ધમધોકાર ચાલવા માંડ્યુ.

સર સૈયદ જે આ સોસાયટીના ઑનરરી સેક્રેટરી તથા એના જીવ-જાન હતા, તેમણે તેનો ઉદ્દેશ પ્રસિદ્ધ કરવાને તથા લોકોની લાગણી તે તરફ ખેંચવાને કલકત્તાની મુસાફરી માથે લીધી. અને તા. ૬ ઠી અકટો-બર સન ૧૮૮૩ ને રોજ "મજલિસે મઝાકિરએ ઇલમોયા" નામે એક સભામાં એ સંબંધી એક લાંબું ભાષણ ફારસીમા કર્યું. તે ભાષણ તેમના ઉર્દુ ભાષણો ભેગું છપાયુ છે. અને કલકત્તે જતાં આવતાં રસ્તામાં આ-વતા શેહેરોમાં એજ સબધમાં ચરચા ચલાવી.

## ગાજીપુરમાં મદ્રેસાની સ્થાપના.

આ સાલમાંજ એમણે ગાજીપુરમાં એક મદ્રેસા ( પાઠશાળા ) સ્થા-પવાનો નિશ્ચય કર્યો. જો કે ગાજીપુરના હિંદુ મુસલમાનોની એવી ઇચ્છા હતી કે ત્યાં એક મદ્રેસો કાઢવામા આવે પણ એવો કોઇ માણસ મળતો નહોતો કે જે મદ્રેસાનો વહીવટ કરે અને જે રકમ એકઠી થાય તેનો સદુપયોગ થશે એવી ખાત્રી આપે. વળી મુસલમાનો અંગ્રેજી કેળવણીને નુકસાનકારક ધારતા હતા. આ બન્ને મુસ્કેલીઓ દૂર કરવાને સર સૈયદ બહાર પડયા. આ મદ્રેસાના મકાન તથા ચાલુ નિભાવને માટે એંસી હજાર રૂપયાનો અડસટ્ટો કરવામા આવ્યો હતો. જ્યારે ભરાયલી રકમ સિત્તેર હજાર ઉપર પોહોંચી ત્યારે ઇમારતનો પાયો નાખવાની તૈયારી થવા માંડી. અને સન ૧૮૬૪ માં એક મોટા મેળાવડાની સન્મુખ પાયો નાખવામાં આવ્યો

આ પ્રસંગે સર સૈયદે એક લાંબું ભાષણ કર્યું. તેમાંથી થોડાંક વાકયો નમુના તરીકે અહી ટાંકવામાં આવે છે. "ઓ ખુદાના બંદાઓ ખુદાની પ્રાર્થના કરો. ખુદાનું નામ વખાણો. ખુદાનું નામ આ ઘડીથી અનંતકાળ સુધી મુબારક થાય. સૂર્યના ઉગવાની દિશાથી તે તેના અસ્ત થવાની દિશા સુધી ખુદાનું નામ વખણાય છે. અમારો ખુદા ગરીઓને જમીન ઉપરથી ઉપાડી લે છે. નિરાધારોને કચરામાંથી ઉપાડીને ઉંચે ચઢાવે છે.

અમારે અમારા ખુદા ઉપર પ્રીતિ રાખવી જોઇએ. તેણે અમારો સાદ સાંભળ્યો અને તેણે અમારી દુર્બળ અવસ્થા ઉપર નજર કરી. તેથી જ્યાં સુધી અમે જીવતા રહીએ ત્યાં લગણ અમારૂં શરીર તથા અમારો જીવ તથા અમારૂં મન અને મુઆ પછી અમારો આત્મા ખુદાના વખાણ કરશે.

ઓ ખુદા દહાડે દહાડે અમારામાં વિદ્યા ઓછી થતી જતી હતી અને અજ્ઞાનપણાનું અંધારૂં વધતું જતું હતું તેં અમારાં મન ફેરવ્યાં તેથી અમે વિદ્યાનું અજવાળું ફેલાવવા તૈયાર થયા. બેશક સઘળાનાં મન તારા હાથમાં છે. તું ચાહે તે તરફ તેમને ફેરવી શકે છે. અમે સર્વ તારો આભાર માનીએ છીએ કે તેં અમારાં મન એવાં કામો તરફ વાળ્યાં જે માત્ર અમારેજ માટે ફાયદાકારક છે એમ નહિ પણ અમારી પછી જે આવનારાઓ છે તેમને માટે પણ અજવાળું છે. તારા વિના બીજા કોઇને સત્તા નહોતી કે અમારાં મન જે સર્વે પ્રકારે પાપ અને બુરાઇઓથી ભરેલાં છે તેમને આવા પવિત્ર કામ તરફ ફેરવત. ઓ ખુદા ! તું સારી પેઠે જાણે છે કે આ પાઠશાળા જેનો પાયો આજ અમે તારા નામે માંડયો છે તે તારી ગરીબ સૃષ્ટિના ફાયદા માટે છે. તું તારી કૃપાથી એને કબુલ કર. અને જે પ્રમાણે તેં એની સારી શરૂઆત કરી છે તે પ્રમાણે તેનું પરિણામ પણ સારૂંજ લાવજે.

આ મદ્રેસો પણ અલીગઢ કોલેજની પેઠે ખાનગી સાહસથીજ ઉભો કરવામાં આવ્યો હતો અને તેના શરૂઆતના બંદોબસ્ત ઉપરથી એમ જણાતું હતુ કે તેને વધારી તે કોલેજના રૂપમાં લાવી શકાશે. રાજા હરદેવ નારાયણસિંગ પેટ્રન અને વિઝિટર મુકરર કરવામાં આવ્યા. જુદી જુદી કમિટીઓ તેના બંદોબસ્તને માટે ઠેરવવામાં આવી. અંગ્રેજી, ઉર્દુ, ફારસી, અરબી અને સંસ્કૃત એ પાંચ ભાષાઓ શીખવવાની સોઇ કરવામાં આવી. જો સર સૈયદ ત્યાં વધારે મુદ્દત સુધી રહી શકયા હોત તો એ મદ્રેસો કોલેજને દરજે પોહોંચી જાત પણ તેજ વરસમાં એટલે સન ૧૮૬૪ માં તેમની બદલી અલીગઢ થઇ. એમ છતાં પણ તેની એવી સારી ગોઠવણ કરી હતી કે તે આજ પર્યંત વિક્ટોરિયા સ્કુલને નામે ચાલુ છે અને તેમાં હાઇસ્કુલનાં ધોરણો શીખવાય છે.

## સર સૈયદની ગાઝીપુરથી અલીગઢ બદલી થઈ.

સન ૧૮૬૪ માં સર સૈયદ બદલાઇને ગાઝીપુરથી અલીગઢ ગયા. સાયન્ટીફિક સોસાયટીનું તેમની ગેરહાજરી દરમ્યાન ગાઝીપુરમાં સારી પેઠે ચાલવુ અસંભવિત લાગતું હતુ તેથી સોસાયટીની તમામ માલમતા તથા નોકરચાકર સર સૈયદ પોતાની સાથે અલીગઢ લઇ ગયા. અને ત્યાંના જડજ સાહેબને તેના પ્રેસિડેન્ટ નીમ્યા. એ સાહેબના લક્ષને લીધે સોસાયટીની સારી વૃદ્ધિ થઇ અને હિંદી તથા યુરોપિયન મેમ્બરોની સંખ્યા વધી ગઇ અને સોસાયટીને માટે એક વિશાળ મકાન ત્રીસ હજાર રૂપિયાના ખર્ચે સર સૈયદની દેખરેખ હેઠળ બધાવવામાં આવ્યુ તે હાલ પણ કાયમ છે. તેનો પાયો વાયવ્ય પ્રાંતાના લેફ્ટેનન્ટ ગવર્નર આનરેબલ ડ્રૅમન્ડ સાહેબના હાથે નાંખવામા આવ્યો.

તા ૧૪મી ફેબ્રુઆરી ૧૮૬૬ને રોજ મેરઠ વિભાગના કમિશ્નર મિ. વીલીયમ્સ સાહેબના હાથે તે મકાન ખોલવામાં આવ્યું. તે સાહેબે આ પ્રસંગે જે વિવેચન કર્યું તેના થોડાક બોલો આ ઠેકાણે ટાંકી બતાવવામાં આવે છે " સૈયદ એહેમદખાનના આ કામ સંબંધી વધારે વિસ્તારથી કહેવાની જરૂર નથી કારણ આપ સધળા ગૃહસ્થોને સારી પેઠે માલમ છે કે આ કામ તેમનુજ છે. અને એજ આ સભાની વૃદ્ધિ કરનાર છે. અને આ ઉમદા ઇમારત જેને ખુલ્લી મેલવાની ક્રિયા કરવા સારૂ આપણે સર્વે આજ એકઠા થયા છીએ તે તેમનીજ મેહેનતનું ફળ છે........ આખર હું એટલુજ કહેવા ચાહું છું કે સૈયદ એહમદખાને જે પ્રેમ લોકો તરફ જાહેર કર્યો છે તેની અસર સધળાના મન પર થઇ હશે. ઇશ્વર કરે ને આ સંસ્થા એવી બને કે આપણે સધળા હિંદીઓ અને અંગ્રેજો આવાં ભલાં કામોને માટે શામીલ થયા કરીએ. અને એજ મુખ્ય ઇચ્છા સૈયદ એહેમદ ખાનની પણ છે. ત્યારે આવો આપણે તેમને મદદ કરીએ અને તેમનો આભાર માનીએ. ઓ ઇશ્વિર આ ઇંન્સ્ટિટયુટને આબાદ કર ! "

આ મકાનમાં દર મહિને ઘણી સભાઓ મળતી અને વિવિધ વિષયો જેમને લીધે લોકોને નવું જ્ઞાન મળતું તેમના ઉપર ભાષણો આપવામાં આવતાં. ડાકટર કલકેલી દરેક મહિને નૅચરલ સાયન્સ સંબંધી ભાષણ

આપતા અને શાસ્ત્રીય સાધનો વડે કૃતિઓ કરીને લોકોને સમજણુ પાડતા. સોસાયટીમાં તરજુમો કરનાર, મોલવી, પ્રેસમેન, સિપાઇ, માળી વગેરે નોકર હતા તેમના પગાર બાબત માસિક પાંચસેં રૂપિયાનું ખરચ હતું. કેટલીક મુદ્દતમાં સોસાયટીએ ઘણા ઉપયોગી પુસ્તકોનો તરજુમો કરાવીને છપાવ્યો. આ સિવાય જુદી જુદી ભાષાઓમાં છપાતાં વર્ત્તમાનપત્રો પણ મંગાવવામાં આવતા.

સર સૈયદે પોતાની જાત મેહેનત ઉપરાંત સોસાયટીને પોતાની પ-દરથી નાણુા વગેરેની પુષ્કળ મદદ કરી. તેમણે પોતાનું છાપખાનું જે આઠ હજાર રૂપિયા માટે વેચાતુ લીધુ હતુ તે સોસાયટીને મફત ભેટ આપી દીધુ. નવાબ સિકદર બેગમ ભોપાળની રાજ્ય કર્ત્તાએ સાંભળ્યુ કે સર સૈયદના પ્રયત્નથી હિંદીઓના ભલાની ખાતર આ સોસાયટી સ્થાપન થઇ છે, ત્યારે જુન ૧૮૬૬માં પોતાનો સતોષ પ્રદર્શિત કરવાની નિશાની તરીકે એક હીરાની અંગુઠી એક હજાર રૂપિયાની કીમતની સર સૈયદને ભેટ મોકલી આપી. સૈયદ સાહેબે તે અગુઠી સોસાયટીના ખરચ માટે એક સભા ભરીને આપી દીધી. આ સિવાય સોસાયટીની મદદને માટે મુખ્તાર વકીલોને કાયદા સંબંધી ભાષણો આપવામાં આવતા અને જે ફી તેમની પાસેથી મળતી તે સોસાયટીને આપતા હતા.

તા. ૩૦મી સપ્ટેમ્બર ૧૮૬૬ને રોજ તેમણે સોસાયટી તરફથી વાયવ્ય-પ્રાંતની સરકાર જોગ લખાણુ કર્યું. સોસાયટીનો ઇરાદો વાયવ્યપ્રાંતના જીલ્લાઓ માટે ખેતીવાડી સંબધી પુસ્તકો રચાવવાનો છે, તેથી જો સરકાર કાંઇ વાર્ષિક મદદ આપે તો સોસાયટી તેના બદલામાં પુસ્તકો આપે. આ પુસ્તકો રચવાનું કામ સર સૈયદે પોતાને માથે લીધુ. સરકારે આગસ્ટ ૧૮૬૬ માં સોસાયટી પાસેથી વાર્ષિક રૂ. ૫૦૦) પાંચસેંનાં પુસ્તકો વેચાતાં રાખવાની કબુલત આપી. પણ આ કામ ચાલુ થઇ શક્યું નહિ; તેનું સાંકળીયું સોસાયટીની આગળ ધરવામાં આવ્યું હતું તે જોવાથી માલમ પડે છે કે આ કામ બહુ ભારે હતું અને જો સર સૈયદ એમાં ગુંથાઇ જાત તો લાંબા વખત સુધી તેમને બીજું કામ કરવાની નવરાશ મળત નહિ.

## બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન.

તા. ૧૦મી મે સન ૧૮૬૬ને રોજ સર સૈયદની પ્રેરણાથી અલીગઢ જીલ્લાના ઘણાખરા આગેવાનો અને યુરોપીયન અમલદારોની એક મોટી સભા સોસાયટીના મકાનમાં એકઠી મળી અને તેમાં સર સૈયદે એક લાંબું ભાષણ કર્યું. તેની મતલબ એ હતી કે પાર્લામેન્ટ પાસેથી પોતાના હકો મેળવવા સારૂ હિંદી લોકોએ હીલચાલ કરવી જોઇએ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની હકુમત હતી ત્યારે લગભગ સઘળાં કામો કોર્ટ આફ ડાયરેકટર્સની સાથે સંબંધ ધરાવતાં હતાં. પણ હિંદની સર્વોપરિ સત્તા હવે મહારાણીએ પોતના હાથમાં લીધી છે તેથી પાર્લામેન્ટની સાથે હિંદનો સંબંધ જોડાયો છે. તે કારણને લીધે પાર્લામેન્ટના મેમ્બરોને અહીંની સ્થિતિથી વાકેફ કરવા અને હિંદીઓની ઇચ્છાઓ જણાવવા એક સસ્થા સ્થાપવી જોઇએ. આ ઉપરથી નવ આબરૂદાર હિંદુ તથા મુસલમાન ગૃહસ્થો મેમ્બર બનાવવામાં આવ્યા અને સભાનુ નામ " અલીગઢ બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન " રાખવામાં આવ્યુ.

જ્યાંસુધી સર સૈયદ અલીગઢમાં રહ્યા ત્યાંસુધી આ એસોસીએશને કેટલાંક લાભકારક કામો કર્યા તેમાંનાં કેટલાંક નીચે પ્રમાણેછે. હિંદની સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી રેલવેની મુસાફરી કરનારાઓને ભોગવવી પડતી હાડમારીઓમાની કેટલીક દૂર કરાવી. વળી પુસ્તકો ટપાલ મારફત લઇ જવાનું લવાજમ વધારે હતું તેથી વિદ્યાના ઓહોળા ફેલાવાનો અટકાવ થતો હતો, તે ઓછું કરાવ્યુ અને અડધા આનામાં દસ તોલા જેટલુ વજન લઇ જવાનો ઠરાવ કરાવ્યો. એ સિવાય બીજાં ઘણાં પ્રજાહીતનાં કામો થયા. પણ સન ૧૮૬૭માં સૈયદની બદલી બનારસ થઇ તેજ ઘડીથી એસોસીએશનની હસ્તિનો અત આવ્યો

## વાયવ્ય પ્રાંતમાં કેળવણી કમિટીઓનું સ્થાપન થવું.

સન ૧૮૬૬ માં અલીગઢના જમીનદારોએ સર સૈયદના સમજાવવાથી સરકારમાં એક એવી અરજી મોકલી કે જમીન મેહેસુલ ઉપરાંત એક રૂપિયો કેળવણીને માટે સરકાર તરફથી લેવામાં આવે છે તો કેળવણીખાતાનો વહીવટ કરવામાં અમને પણ શામીલ રાખવા જોઇએ.

અને દરેક જીલ્લામાં એક કેળવણી કમિટી સ્થાપન કરવી જોઇએ તેમાં જીલ્લાના અને કેળવણી ખાતાના અમલદારો ઉપરાંત આગેવાન જમીનદારો પણ નીમાવા જોઇએ નવાબ લેફ્ટેનન્ટ ગવર્નરે અજમાયશ દાખલ અલીગઢ તથા એટાવા જીલ્લાઓમાં એવી કમિટીઓ સ્થાપન કરી અને છેવટે આખા પ્રાંતમાં એવી કમિટીઓ હસ્તીમાં આવી.

આગળ ચાલતાં જ્યારે એમ જણાયું કે હિંદી મેમ્બરો યુરોપિયન હાકેમો અને અમલદારોની રૂબરૂ સ્વતંત્રપણે વહીવટ કરવામાં અચકાય છે ત્યારે સર સૈયદે સન ૧૮૭૨ મા એક યાદી બહાર પાડી જેમાં આ પ્રમાણે લખવામાં આવ્યુ હતું " જે મુદ્દાથી કમિટીઓ સ્થાપન કરવામાં આવી હતી તે મુદ્દો પાર પડેલો જણાતો નથી. કારણકે યુરોપિયન મેમ્બરો હિંદી મેમ્બરોને વિરૂદ્ધ પક્ષના ગણે છે અને તેમને હરાવવા એ પોતાની સ્વાભાવિક ફરજ સમજે છે. અને હિંદી મેમ્બરો કમિટીમાં પુતળાં સમાન છે."

સન ૧૮૭૭ માં એજ્યુકેશનલ કમિટીઓના નિયમો સુધારવામાં આવ્યા. તોપણ તેમનાથી જોઇએ તેવો ફાયદો ન થયો તેથી સન ૧૮૮૨ માં નીમાયલા એજ્યુકેશન કમિશનની રૂબરૂ સૈયદ સાહેબે તેજ ફરિયાદો આગળ ધરી અને બીજી પણ મૂળ કેળવણીને ફાયદા કારક બાબતો રજુ કરી.

## સાયંન્ટિફિક સોસાયટી તરફથી વર્તમાનપત્ર કાઢવાની શરૂઆત.

સન ૧૮૬૬ માં સર સૈયદે સોસાયટી તરફથી એક વર્તમાનપત્ર કાઢવાની શરૂઆત કરી. તે પત્ર અલીગઢ ઇન્સ્ટયુટ ગેઝેટના નામથી તેમની જીંદગીના અંત સુધી ચાલુ રહ્યું તેમાં એડીટોરીયલ લખાણ કોઈ કોઇ પ્રસંગ સિવાય સર સૈયદના હાથેજ લખવામાં આવતુ. શરૂઆતમાં આ પત્રમાં ઘણે ભાગે રાજદ્વારી વિષયો લખવામાં આવતા તેથી તેની શરૂઆતના અંકો એમના રાજદ્વારી વિચારોની નોંધ છે. એ અંગ્રેજી તથા ઉર્દુ બન્ને ભાષાઓમાં પ્રગટ થતું હતું. એનો આશય એ હતો કે અંગ્રેજોને હિંદી વિચારો અને લાગણીઓથી વાકેફ કરવા અને હિંદીઓને અંગ્રેજી વિચારો સમજવાની ટેવ પાડવી. એમાં એકલા રાજદ્વારી વિચારો દર્શાવવામાં આવતા એટલુંજ નહિ પણ દરેક અગત્યની બાબત ચરચાવવામાં

આવતી. સોસાયટીમાં આપવામાં આવતાં ભાષણો પણું એમાંજ પ્રસિદ્ધ થતાં. આ પત્રે શરૂઆતમાં દેશની જે સેવા બજાવી છે તે બીજા કોઇ પત્રથી બની શકી નથી ઉત્તર હિંદમા તો નવા વિચારોનો પ્રચાર આ પત્રેજ કર્યો એ કહેવામા કશી અતિશયોક્તિ નથી. તેમજ અધિકારી વર્ગમાં પણુ તેની સારી નામના થઇ. " પિલર્ઝ આવ ધી ઇન્ડીયન એમ્પાયર" અંગ્રેજી પુસ્તકમાં આ પત્ર સબંધી આ પ્રમાણે અભિપ્રાય આપ્યો છે– "અલીગઢ ગેઝેટ જેના અધિપતિ સૈયદ એહેમદખાન હતા અને હમણાં પણ તેજ હોય એમ લાગે છે તે ઊત્તર હિંદુસ્તાનનો સૌથી ઉત્તમ અખબાર છે. " જેટલા વિષયો સન ૧૮૬૬ આખર સુધી આ પત્રમાં સર સૈયદની કલમથી લખાયલા છે તે સઘળા જો એક ઠેકાણે એકઠા કરવામાં આવે તો કેટલાક દળદાર પુસ્તકો તૈયાર થાય.

એક ખાસ ગુણુ જે આ પત્રનો હતો તે એ હતો કે તેમાં કોઇ પણુ પ્રજા અથવા ધર્મ અથવા માણુસને માઠુ લગાડે એવુ કશુ લખવામાં આવતુ નહિ. જોકે તેમાં કોઇ કોઇ વેળા સરકાર અને અમલદારોનાં કામો ઉપર ટીકા કરવામા આવતી તો પણુ મધ્યમપણુ અને માનની હદ કોઇ વેળા ઓળગવામા આવી નથી.

એક બીજો ગુણુ હતો તે એ હતો કે નિયમિતપણું અને જે ખબરો લખવામા આવતી તે ભરોસેદાર ઠેકાણેથી લીધેલી હતી કોઇ મોટા બનાવ વિષે લખવામાં આવતુ તો તે પેહેલેથી તે છેલ્લે સુધી નિયમસર લખેલુ જણાતુ એવી રીતે કે જો તેનો ઇતિહાસ કોઇ લખવા ઇચ્છે તો તેને બીજે ઠેકાણે કાઇ પણુ ખોળવા જવાની જરૂર પડે નહિ. તે ૩૨ ( બત્રીસ ) વરસ સુધી ચાલ્યુ પણુ તે દરમ્યાન એક પણુ અંક તેના ઠરાવેલા વખતે બહાર પડયુ ન હોય એવુ ભાગ્યેજ બન્યુ હશે. સોસાયટીની સ્થિતિ પાછળથી બહુ નબળી પડી ગઇ હતી અને તેની ઉપજ લગભગ બધ પડી ગઇ હતી તોપણુ સૈયદે બંધ થવા દીધુ નહિ.

## બનારસની બદલી.

તા. ૧૫મી આગસ્ટ સન ૧૮૬૭ને રોજ સર સૈયદ સ્મૉલ કોઝ કોર્ટના

જજના ચઢતા હોદ્દા ઉપર અલીગઢથી ગયા. અહીંથી જતી વેળા સોસાયટીનો સઘળો કારભાર રાજા જેકિશનદાસ સી એસ આઇ. જે તે વખતે અલીગઢમાં ડેપ્યુટી કલેકટર હતા તેમને સોંપતા ગયા એમણે સોસાયટીનુ કામ ઉત્સાહ પૂર્વક ચલાવ્યુ અને સોસાટીના જે મકાનો સર સૈયદના વખતનાં અધુરાં હતાં તેમને પુરા કરાવ્યા.

સર સૈયદ બનારસમાં રહીને પણ સોસાયટીને ટેકો આપતા રહ્યા અને તેના પત્રમાં ઉપયોગી લખાણો મોકલતા રહ્યા

## વર્નાકયુલર યુનિવર્સિટિ સ્થાપવાની ચરચા.

તાં ૧લી આગસ્ટ સન ૧૮૬૭ને રોજ વાયવ્યપ્રાતની બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન તરફથી તેમણે હિંદના વાઇસરાય તરફ એક અરજી રવાના કરી તેમા આ પ્રમાણે દરખાસ્તો કરવામા આવી હતી -(૧) ઉંચી કેળવણીને માટે એક એવુ ખાતુ સ્થાપન કરવુ જોઇએ જેમાં ઉચા પ્રકારનુ જ્ઞાન દેશી ભાષામાં આપવામા આવે. (૨) હાલમા કલકત્તા યુનિવર્સિટિમાં જે વિષયોની પરીક્ષા અગ્રેજી ભાષામા લેવામા આવે છે તેમનીજ પરીક્ષા દેશી ભાષામાં લેવાય એવી સવડ થવી જોઇએ (૩) જે સનદો અગ્રેજી ભાષાની મારફત શીખવાની જુદી જુદી વિદ્યાઓની પરીક્ષામાં પાસ થનારને આપવામા આવે છે તેવી તેજ વિષયો દેશી ભાષામાં શીખી પાસ થનારને પણ આપવી જોઇએ (૪) કલકત્તા યુનિવર્સિટિમાં એક ઊર્દુ ફેકલ્ટી સ્થાપવી જોઇએ અથવા વાવ્યપ્રાંતમાં એક દેશી ભાષાની યુનિવર્સિટિ કાઢવી જોઇએ. આ ઉપરાંત તેમા એમ પણ જણાવવામા આવ્યુ હતુ કે આ કામને માટે જરૂરી ભાષાંતરો અંગ્રેજીમાથી ઉર્દુમા તૈયાર કરાવવાનુ બનતા સુધી સોસાયટી માથે લેશે.

આ અરજ ઉપર હિંદી સરકારે યોગ્ય ધ્યાન પોહોંચાડયું. હિંદની સરકારના સેક્રેટરી તરફથી એક પત્ર તા. ૫ મી સપ્ટેમ્બર ૧૮૬૭ નું સર સૈયદના નામે લખેલું બનારસ મુકામે પોહોચ્યું તેમાં લખવામાં આવ્યું હતું કે "આપની સોસાયટીના જેવી સોસાઇટીઓ જે કોશેશો કરશે તેના ઉપર નામદાર ગવર્નર જનરલ અને સઘળી સ્થાનિક સરકારો ખુશીથી ધ્યાન આપશે અને જે માણસો એ મતલબ એટ્લે અંગ્રેજી પુસ્તકોના

ઉર્દુ તરજુમા કરવાના કામને પાર પાડશે તેમની કોશેશોની કદર કરવામાં આવશે." વળી આગળ જતા લખવામા આવ્યુ છે કે "અમારી મતલબ માત્ર એટલીજ નથી કે ફકત યુનિવર્સિટિના કોર્સના પુસ્તકોનો તરજુમો દેશી ભાષામા થાય પણ વિદ્યા હુનરના વિશાળ મેદાનમાં વિદ્યાર્થીઓને તૈયાર કરવાની એ ઇચ્છા છે. અને આ કામને જોઇતો ભંડોળ દેશી ભાષામા મળી આવતો નથી તેથી હજુ કેટલાક સમય લગણુ હિંદવાસીઓને અંગ્રેજી ભાષાની મારફત આ બાબતો શીખવી પડશે" છેવટ એમ લખ્યુ છે કે "અલીગઢ સાયન્ટિફિક સોસાયટીએ યુરોપની વિદ્યા કળાના ગ્રન્થોનો તરજુમો દેશી ભાષામા કરવાની જે રીતિ દાખલ કરી છે તેની સાથે નામદાર ગવર્નર જનરલ ઇન કૌન્સિલ મળતા થાય છે."

આ પત્ર આવવાથી મોટા મોટા સમર્થ કેળવણી પામેલા હિંદીઓએ ભાષાંતર કરવાની કબુલાત આપી. તેમા ત્રણ દિલ્લીના પ્રખ્યાત વિદ્વાનો નામે માસ્ટર પ્યારેલાલ, મોલવી ઝકાઉલ્લા અને પંડિત ધર્મ નારાયણ હતા આ લોકોને તે કામ સોપવા બાબત હિંદી સરકારે પણ પોતાની પસંદગી જાહેર કરી. ત્યારબાદ હિંદી વજીરે એક કાગળ હિંદના ગવર્નર જનરલ ઉપર મોકલી સોસાયટીના કામને પસંદ કરેલુ જાહેર કર્યુ

એવુ જણાય છે કે આ યુનિવર્સિટિ સબંધી ચરચા ઉત્તર હિંદુસ્તાનના કેળવાયલા વર્ગમા ઘણી ફેલાઇ હતી અને તે પણ આ વાતને પસંદ કરતા હતા એપ્રિલ ૧૮૬૭ મા દિલ્લી સોસાયટીમા પંજાબ ઇલાકાના કેળવણીખાતાના વડાની હાજરીમા આ વિષય ઉપર વિવેચન કરવામા આવ્યુ અને પંજાબ સરકાર પાસે એક અરજી આ સંબંધમાં રજુ કરવામાં આવી તેમા લખ્યુ હતુ કે "આ યુનિવર્સિટિ લાહોરમા અને ભાષાન્તરો કરવા તથા પુસ્તકો રચવા એક કમિટી દિલ્લીમાં સ્થાપવામાં આવે. અને જો બન્ને પ્રાંતોને માટે એક યુનિવર્સિટી સ્થાપન થાય તો તેનુ મુખ્ય સ્થળ દિલ્લીમા રાખવુ જોઇએ." સર સૈયદે પેહેલા વેહેલાં આ મતલબ પાર પાડવાને પોતાની હમેશની ટેવ પ્રમાણે ખંતથી મેહેનત કરવા માંડી, અને હિંદી સરકાર સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો. પણ પાછળથી આ

વિચાર તેમણે છોડી દીધો હતો તેના થોડાક સંભવિત કારણો અહીં જણાવવામાં આવે છે

એમ જાણવામા આવ્યુ કે સરકારનો ઇરાદો કલકત્તા યુનિવર્સિટિને તોડીને તેને બદલે વર્નાક્યુલર યુનિવર્સિટિ સ્થાપવાનો હતો અને અંગ્રેજીને માત્ર બીજી ભાષા તરીકે રાખવાની ધારણા હતી. આ બાબત સંબંધી ચરચા કરવા બનારસ ઇન્સ્ટિટ્યુટમાં એક સભા મળી હતી તેમા સર સૈયદે આ પ્રમાણે વિવેચન કર્યુ હતુ "મિ કેમ્સન ( વાયવ્ય પ્રાંતના કેળવણી ખાતાના વડા ) એસોસીએશનના ઉદ્દેશને ખોટો સમજ્યા છે. એસોસીએશનનો અભિપ્રાય એવો નથી કે અંગ્રેજી માત્ર એક ભાષા તરીકે શીખવવામા આવે અને તેને ઉચી કેળવણીનુ સાધન રહેવા દેવામા ન આવે. ઉલટી તેની એ ઇચ્છા છે કે અંગ્રેજી કેળવણીની પદ્ધતિ પેહેલાના જેવી ચાલુ રહેવી જોઇએ પણ તેની સાથે એક બીજુ ખાતુ જોડવામા આવે જેની મદદ વડે અંગ્રેજી વિદ્યા કળા અને વિચારો દેશી ભાષાની મારફત બોહોળા વિસ્તારમા હિંદીઓમા ફેલાવવામાં આવે તેથી કલકત્તા યુનિવર્સિટિમાં એક ફેકલ્ટી સ્થાપવી અથવા તો એક જુદી વર્નાક્યુલર યુનિવર્સિટિ આ જીલ્લાઓમાં કાયમ કરવી." ત્યાર બાદ સન ૧૮૬૮ મા જ્યારે નામદાર લેફ્ટેનન્ટ ગવર્નર બનારસ ઇન્સ્ટિટ્યુટમા હાજર હતા ત્યારે સર સૈયદે આ બાબત ફરીથી કાઢી અને બોલ્યા "વર્નાક્યુલર યુનિવરસિટિની યોજનાના હિમાયતીઓ અંગ્રેજી કેળવણીને તોડી પાડવા ઇચ્છતા નથી પણ એ વિચાર ચલાવે છે કે હિંદના કરોડો માણસોને કેળવણીનો લાભ શી રીતે આપી શકાય."

વળી એવી યુનિવર્સિટિના મધ્ય સ્થળ સબંધી પણ કાંઇક મતભેદ પડવાનો સભવ જણાતો હતો. પંજાબવાળા લાહોર, દિલ્લીવાળા દિલ્લી તથા વાયવ્યપ્રાંતના આગેવાનો અલીગઢ કે બનારસ મુખ્ય સ્થાન કરવા ઇચ્છતા હતા. એ સિવાય દેશી ભાષા સબંધી પણ વર્ત્તમાન પત્રોમાં ચર્ચા શરૂ થઇ ગઇ હતી. ઉર્દુ ભાષાના વિરોધીઓ ઉર્દુ મુસલમાનો માટે અને હિંદી હિંદુઓ માટે દાખલ કરાવવા ઇચ્છતા હતા. જો કે હિંદી ઉર્દુ જેટલી ખેડાએલી નહોતી તોપણ તેમાં પુસ્તકો રચાવી તેને ભાષાની પંક્તિએ

ચઢાવવાની હિમાયત કરતા હતા. આવા આવા વિરોધોને લીધે દેશમાં કુસંપનું બી વાવવાથી સર સૈયદ એહેમદ આઘા રહ્યા.

## હોમીયોપથીની હિમાયત.

હોમીયોપથી નામની ઓસડ કરવાની નવી રીત સર સૈયદની જાણમાં આવતાં તેમને તે સારી લાગી અને તેમની ટેવ પ્રમાણે એ રીતનો બહોળો ફેલાવો કરવા તેમણે પ્રયત્ન ચાલુ કર્યા સન ૧૮૬૭ માં તેમણે એ ઉદ્દેશને માટે એક કમિટી સ્થાપન કરી તેના પ્રમુખ તરીકે બનારસના મહારાજા અને સેક્રેટેરી તરીકે સર સૈયદ નીમવામા આવ્યા. આ કમિટીના આશ્રય તળે તા ૨૫ મી સપ્ટેમ્બરને રોજ એક દવાખાનું બનારસમા સ્થાપન થયુ તેનુ નામ "હોમીયોપથિક ડિસ્પેન્સરી એન્ડ હોસ્પિટલ" પાડવામા આવ્યુ આ દવાખાનાનો લાભ જેમ બની શકે તેમ વધારે માણસો લેવા માટે એવી કોશેશો સર સૈયદ તરફથી કરવામા આવી અને તેના પરિણામે પેહેલ્લાજ મહિનામા ૫૧૬ દરદીઓએ એનો લાભ લીધો. તા ૧૭ મી ડિસેમ્બર સન ૧૮૬૭ ને રોજ સર સૈયદે હોમીયોપથી સંબધી એક લાંબુ ભાષણ કમિટીની સભા રૂબરૂ આપ્યુ.

## ઉર્દુ ભાષા અને ફારસી લિપિની હિમાયત.

સર સૈયદની અત્યાર સુધીની સેવાઓ ઉપરથી સિદ્ધ થતુ હતું કે તેમનો અભિપ્રાય એવો હતો કે જ્યાં સુધી હિંદુ મુસલમાનો એકત્ર થાય નહિ ત્યાં સુધી દેશનુ કલ્યાણ થાય એ અશકય છે. પણ કમનસીબે એવા સંજોગો બની આવ્યા હતા કે બન્ને પ્રજાઓ એકસંપીમાં જોડાય એમ લાગતુ નહોતુ.

સન ૧૮૬૭ માં બનારસના કેટલાક આગેવાન હિંદુઓનો વિચાર એવો થયો કે બનતા સુધી સઘળી સરકારી કચેરીઓમાંથી ઉર્દુ ભાષા અને ફારસી લિપિ બંધ કરાવવા અને તેને બદલે હિંદી ભાષા અને દેવનાગરી લિપિ દાખલ કરાવવા પ્રયત્નો કરવા.

સર સૈયદ કહેતા કે આ પેહેલોજ પ્રસંગ હતો કે જ્યારે મારી ખાત્રી થઇ કે હવે હિંદુ મુસલમાનો એકત્ર પ્રજા તરીકે ચાલે અને બન્ને મળીને દેશ હિતનાં કામો કરે એ અશકય વાત છે. તે વેળાએ બનેલા

એક બનાવ વિષે લખતાં તે જણાવે છે કે જ્યારે આવી ચરચા બનારસમાં ફેલાઇ ત્યારે એક દિવસે બનારસના કમિશ્નર મી. શેકસ્પીયરની સાથે હું મુસલમાનોની કેળવણી સબધી વાતચીત કરતો હતો. તેઓ અચંબાની સાથે મારૂ કહેવું સાંભળતા હતા. છેવટે તેમણે કહ્યુ કે આજ પેહેલોજ પ્રસંગ છે કે હું તમારા મોઢે એકલા મુસલમાનોની ઉન્નતિની વાત સાભળુછુ. આથી અગાઉ તમે સધળા હિંદવાસીઓના હિત સબધી વિચારો જાહેર કરતા હતા. મેં જવાબ આપ્યો કે હવે મારી ખાત્રી થઇ ગઇ છે કે બન્ને કોમો આગળ ઉપર કોઇ પણ કામમા અત કરણપૂર્વક શામીલ રહેશે નહિ હમણા તો માત્ર શરૂઆત છે પણ આગળ જતા વિરોધ અને શત્રુવટ કેળવણી પામેલા લોકોને લીધે વધતાં જશે. જે જીવશે તે જોશે. તેમણે કહ્યું જો તમારી આ ભવિષ્ય વાણી ખરીજ હોય તો એ શોચનીય વાત છે. મે કહ્યું મને પણ ઘણો અફસોસ થાય છે. તોએ મારી સંપૂર્ણ ખાત્રી છે.

ટુંકામાં હિંદુઓની એક સભા જે બનારસમાં બાબુ ફતેહનારાયણના મકાનપર મળી હતી ત્યાં આ વાતની શરૂઆત થઇ અને ત્યાર પછી ધીમે ધીમે ઠેકાણે ઠેકાણે કમિટીઓ, સભાઓ અને મજલિસો વિવિધ નામોથી સ્થાપન કરવામા આવી. અને એક મુખ્ય સભા અલાહાબાદમાં મુકરર કરવામાં આવી જેના હાથ નીચે ઉપર જણાવેલી સંસ્થાઓ કામ કરતી હતી.

અહીં આ પ્રમાણે કામ ચાલતું હતુ તેવામાં બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર ભાગલપુરની સાયન્ટિફિક સોસાયટીની મુલાકાતે ગયા. અને તેમને એક એડ્રેસ (માનપત્ર) ઉર્દુમાં આપવામાં આવ્યુ. તેમાં ભાષાની ખુબીને માટે અરબી ફારસી શબ્દોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો. અને એક એવા અંગ્રેજ હાકેમ જે હમેશા બંગાળામાં રહ્યા હતા તેમને માટે એનું સમજવું મુશ્કેલ હતું. બહારના કેળવાયલા હિંદુઓ પેહેલાંથીજ હિલચાલ કરી રહ્યા હતા કે જેમ બગાળામાં બંગાળી ભાષા અને બંગાળી લિપિ કચેરીઓમાં દાખલ કરવામાં આવી છે તેમ બહાર પ્રાંતમાં પણ બહારી ભાષા અને કૈથી લિપિ ચલાવવી જોઇએ. હીઝ એ.નર (લેફ્ટેનન્ટ ગવર્નર) એડ્રેસ

(.માનપત્ર ) ના થોડાજ શબ્દો સમજી શક્યા હતા તેથી તેમણે કહ્યુ કે જે ભાષામા આ માનપત્ર વાચવામા આવ્યુ છે તે દેશી ભાષા નથી અને બહારમા ચાલુ રહી શકે એવી નથી. થોડીક મુદ્દત વીત્યા પછી તેમણે હુકમ કર્યો કે બહારી ભાષા અને કૈથી લિપિ બહારમા ચાલુ કરવી. મુસલમાનો અને કેટલાક જુની દબના હિદુઓએ ઘણાએ ફાફા માર્યા પણ કાઇ વળ્યુ નહી.

આ બનાવથી વાયવ્ય પ્રાતના હિદુઓનો જુસ્સો વધ્યો અને તેમના પ્રયત્નો વધારે ઉત્સાહથી થવા લાગ્યા અલાહાબાદની સદર મજલિસના સેક્રેટરી બાબુ સરોદાપ્રસાદ સન્ડયાલે સર સૈયદ સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો અને એ બન્ને ગૃહસ્થો વચ્ચે પુષ્કળ વાદવિવાદ થયો. હિંદીના હિમાયતીઓની અપૂર્વ કોશેશો છતા તેમની મતલબમા તેઓ ફાવ્યા નહિ અને ઉર્દુ ભાષા દરબારી ભાષા તરીકે ચાલુ રહી.

સન ૧૮૮૨ મા જ્યારે સર સૈયદ વાઇસરોયની લેજીસ્લેટિવ કૌન્સિલમા મેમ્બર હતા ત્યારે એજ્યુકેશન કમિશનમા હિદુઓને ઉર્દુની વિરૂદ્ધ અભિપ્રાય આપવાનો પ્રસગ મળ્યો. આ વેળા તેમણે પેહેલાથી પણ વધારે પ્રયત્ન કર્યા. વાયવ્ય પ્રાતો અને પજાબમા જુદે જુદે ઠેકાણે સભાઓ ભરવામા આવી અને ઠરાવો પસાર કરીને અરજી રૂપે રજુ કરવામા આવ્યા. સર સૈયદના મિત્રોએ પણ અન્જુમને હિમાયતે ઉર્દુ સ્થાપન કરીને અરજીઓ મોકલી. પણ એજ્યુકેશન કમિશને એ બાબતમા કાંઇ ફેસલો આપ્યો નાહ.

જે વરસમાં સર સૈયદ ગુજર્યા તેજ વરસમાં વળી એ બાબતનો ફરીથ ઉપાડ કરવામાં આવ્યો. એ વખત સર સૈયદની તંદુરસ્તી બહુજ લથડી ગઇ હતી અને અતકાળ નજીક હતો છતાં તેમણે લખાણો કર્યાં અને એ વાત પાછી પડતી મેલવામાં આવી.

## રિસાલએ અહકામે તઆમે અહલે કિતાબ.

સન ૧૮૬૬ માં એક એવો સવાલ ઉઠાવવામાં આવ્યો હતો કે ખાણામાં કોઇ હરામ વસ્તુ ન હોય તો અગ્રેજો સાથે એક ભાણામાં ખાવું પીવું ફાયદેસર છે કે નહિ ? તેનો જવાબ સર સૈયદે કુરાન શરીફની

આયતો અને હદીસોના આધારે લખી દીધો કે "દુરસ્ત' છે અને જણાવ્યુ કે હિંદ સિવાય દુનિયાના બીજા દેશોમા મુસલમાનો અંગ્રેજો ભેગા ખાય પીએ છે. આ જવાબ તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૮૬૬ ના સોસાયટી અખબારના અંકમાં છાપવામા આવ્યો હતો આ વાંચીને એક સૈયદ સાહેબે લખનૌથી એડિટરના નામે એક પત્ર લખ્યો તેમા એમ લખ્યુ હતુ કે હુ એ દહાડો જોવાની રાહ જોઉંછુ કે જ્યારે એમ સાભળુ કે સર સૈયદે પોતાના કહેવા ઉપર અમલ કર્યો. એના જવાબમા સર સૈયદે લખ્યુ કે હુ ઇસલામ ધર્મને મુસલમાન મા બાપને પેટે જન્મ્યોછુ એટલા માટે નહિ પણ મારી જાતે ખાતરી કરીને સઘળા ધર્મોમા એ ધર્મ ઉત્તમ માનુછુ અને એજ સત્ય ધર્મ મને શીખવ્યુ છે કે સત્ય કહેવુ અને સચ્ચાઈથી વર્તવુ. જે કહે કાંઈ અને કરે કાંઇ તે તદ્દન નીચ માણસ છે. અને તેના કરતાં પણ નીચ તેને સમજવો કે જે શરીઅતના હુકમથી વાકેફ હોયા છતાં રૂઢિની લાજને લીધે કે લોકોના મેહેણા ટુણાની બીકથી તે પ્રમાણે વર્તે નહિ. આ કારણને લીધેજ જો ખાણા ઉપર દારૂ અથવા ડુક્કર કે કોઇ બીજી હરામ વસ્તુ ન હોય તો અંગ્રેજ ભેગો જમવામા હું ધાસ્તી રાખતો નથી. મારા અંગ્રેજ મિત્રો મારે ઘેર પરોણા આવે છે અને હુ તેમને ત્યા જાઉંછુ અને અમે એકજ મેજ ઉપર બેસીને ભેગા જમીએ છીએ. જે બાબતમાં ખુદાથી શરમાવવાનુ નથી તેમાં લોકોની બીક શાની ?

એવુ જણાય છે કે આ બીના બન્યા અગાઉથીજ સર સૈયદે અંગ્રેજો સાથે ખાવા પીવાનો બાધ ત્યાગ કર્યો હતો. તે કહેતા હતા કે બિજનોર જીત્યા પછી હુ અને બિજનોરના જીલ્લા મેજિસ્ટ્રેટ મી પામર નજીબાબાદથી બિજનોર જતા હતા. રસ્તામાં એક ઠેકાણે અમે ઉતર્યા અને એક ઝાડની નીચે બેઠા. પામર સાહેબે મને પુછ્યુ કે ચાય પીશો ? ત્યારે મે જવાબ આપ્યો કે અહીં ચાય કયાં મળે ? તેમણે કહ્યુ કે બનેલી ચા એક શીશીમાં મારી પાસે તૈયાર છે. મેં કહ્યું ઠીક ત્યારે. પછી અમે ચા પીધી અને તોસ ખાધો. ત્યાંથી આગળ ચાલીને નગીને પોહોંચ્યા. અસરની નમાજનો વખત થયો હતો અને લોકો જમાત કરીને

નમાજ પઢતા હતા. હું પણ જમાતમાં શામીલ થયો. નમાજ પુરી થયા પછી લોકોએ મોલવી કાદરઅલી તહસીલદાર જે નમાજમાં શામીલ હતા તેમની આગળ વાત કાઢી કે સદર અમીન સાહેબે તો અગ્રેજને ઘેર બનાવેલી ચા પીધી અને તોસ ખાધો, છતાં નમાજમાં શી રીતે શામીલ થઇ શક્યા. જ્યારે મને આ વાતની ખબર પડી ત્યારે મેં તેમને સમજાવ્યુ કે કુરાન શરીફની રૂએ અગ્રેજોને ત્યાંનુ અને તેમના ભેગા ખાવું એમાં કશો બાધ નથી. તે લોકો મારી આ વાત સાંભળીને બહુ અચબો પામ્યા. વળી એક દહાડો રાત્રે બિજનોરમાં મી. પામરને ઘેર જવુ થયુ. તે વાળુ કરવાની તૈયારીમા હતા. તેથી તેમણે મને કહ્યુ કે તમે પણ અહીંજ જમી લો. અને બટલર તરફ તેમણે ઇશારો કર્યો કે મારી આગળ પણ રકાબી મેલે. આથી તેને એટલો બધો અચબો લાગ્યો કે વારંવાર ઇશારો કર્યા છતાં પણ તે સમજ્યો નાહ.

જો કે સર સૈયદ લાબા કાળથી અગ્રેજો ભેગા ખાતા પીતા હતા તોપણ આ બાબત મુસલમાનોમાં ફેલાવવાનો વિચાર તેમને સૂજ્યો નહોતો. પણ જ્યારે એમને એમ લાગ્યું કે રીત રિવાજનાં બધનો એકજ માણસના તોડવાથી તુટતાં નથી અને અગ્રેજો તરફની ધાસ્તી અને મુસલમાનો તરફની અગ્રેજોની વિરૂદ્ધ લાગણી જ્યાં સુધી તે બન્ને કોમોમાં મેળાપ અને વ્યવહાર થશે નહિ, ત્યાં સુધી મટશે નહિ તેથી તેમણે દાખલા દલીલો સહિત સન ૧૮૬૭ મા એક પુસ્તક નામે "રિસાલ એ અહકામે તઆમે અહલે કિતાબ" બનારસમા રચીને પ્રગટ કર્યુ. આ પુસ્તકમાં કુરાન શરીફની આયતો, હઝરત નબી સાહેબની હદીસો તથા શાહ અબદુલ અઝીઝ સાહેબે રચેલા ફિકામાના પુરાવાના આધારો લીધા છે. આ પ્રમાણે આ પુસ્તક આધાર પૂર્વક અને ખાત્રી કરી આપે તેવું છે. જ્યારે આ રિસાલો પ્રગટ થયો ત્યારે ઘણી ચરચા ફેલાઇ. સર સૈયદ કિરસ્ટાન કહેવાયા. તેમની સાથે ખાવા પીવાનું લોકોએ બંધ કર્યુ. તેમના રિસાલાના જવાબ લખાયા. કેટલાકોએ એવા પ્રયત્નો કર્યા કે સર સૈયદ સાથનો સંબંધ સઘળા મુસલમાનો તોડી નાંખે. પણ એ બધી વાતો સર સૈયદના કહેવા પ્રમાણે માત્ર વાવાઝોડાનું તોફાન હતું જે માત્ર ધુળ ઉડાડીને જતું રહ્યું. હવે એજ

લોકો જે એટલા બધા વિરૂદ્ધ હતા તે અંગ્રેજોને ઘેર જઇને અને તેમને પોતાને ઘેર નોતરીને તેમના ભેગા જમવામાં વડાઇ માને છે. પણ જે લોકો અંગ્રેજો પાસે જવા જેટલી સ્થિતિ ધરાવતા નથી તેમણે બેશક પોતાની પવિત્રાઇ જાળવી રાખી છે.

## પ્રકરણ ચોથું.

### સન ૧૮૬૯ થી ૧૮૭૦ સુધી.

### ઇંગ્લાંડની મુસાફરી.

ભણવા પછી જે બે બાબતો ઉપર સર સૈયદનું મન લાગ્યું હતું તેમને પરિપૂર્ણ કરવાને વિલાયતની મુસાફરી ઘણી જરૂરની હતી. એમનો અભિપ્રાય એવો હતો કે જ્યાં સુધી મુસલમાનોમાં પાશ્ચાત્ય કેળવણી ફેલાશે નહિ તથા અંગ્રેજો સાથે તેઓ છૂટથી ભેળાશે નહિ ત્યાંસુધી તેમનો ઉદય અશકય છે. આ બન્ને ઉદ્દેશ પાર પાડવામાં તેમણે અત્યાર સુધી ઘણી મેહેનત કરી હતી તોપણ તેમાં જોઇએ તેટલો વધારો થઇ શકયો નહોતો. વળી તેજ અરસામાં સર વિલ્યમ મૂરે "લાઇફ આવ મોહમદ" નામે ગ્રંથ બહાર પાડયો હતો. તેનો પણ યોગ્ય જવાબ આપવાની તેમની ઇચ્છા હતી. પરંતુ આ કામને માટે એવા પુરાતન પુસ્તકોની જરૂર હતી જે બ્રિટિશ મ્યુઝયમ અથવા ઇન્ડિયા આફીસ સિવાય બીજે ઠેકાણે મળી શકે એમ નહોતુ. આ કારણોને લીધે વિલાયત જવા વગર છૂટકો નહોતો.

પણ તે સમયે વિલાયત જવુ સહેલું નહોતુ. કારણ કે હાલની પેઠે હિંદીઓ હમેશ જતા આવતા નહોતા. માત્ર મુંબઈ અને બંગાળાના ગણ્યા ગાંઠયા શખસો સિવાય બીજુ કોઇ ત્યાં ગયું નહોતું. વળી એક એવો માણસ કે જેની આવક તેના રોજના ખરચો માટે પણ પુરતી ન હોય તેવાને માટે વિલાયત જઇ ત્યાં અમુક ઉદ્દેશોની પૂર્ણતા માટે મુદત સુધી થોભવું ઘણુંજ મુશ્કેલ હતું.

સારાં ભાગ્યે તે અરસામાં એવુ બન્યું કે હિંદી સરકારે કેટલાક પ્રાતોને માટે જવા આવવાના ખરચ માટે ત્રણ હજાર રૂપિયા ઉપરાત છ ૭ હજારની નવ સ્કેલરશિપો વિલાયતમા કેળવણી લેવા જનાર વિદ્યાર્થીઓને માટે સ્થાપન કરી સારા નસીબે તેમાની એક સ્કાલરશિપ વાયવ્ય પ્રાતની સરકારે સર સૈયદના દીકરા સૈયદ મહમૂદને આપી આ રકમ જો કે સૈયદ મહમૂદના એકલાના ખરચને પુરતી નહોતી તોપણ તેનાથી સર સૈયદને પોતાના ઇરાદામા ઘણુ ઉત્તેજન મળ્યુ એમણે એકદમ વિલાયત જવાનો ઠરાવ કર્યો અને રજાની માગણી કરી.

એમના મિત્ર મોલવી સૈયદ મેહેંદીઅલીએ એક ઠેકાણે લખ્યુ છે કે જયારે સૈયદ એહેમદખાન વિલાયત જવાને તૈયાર થયા ત્યારે તેમની નાણા સંબધી સ્થિતિ એવી હતી કે જો કોઇ બીજો માણસ એમની જગાએ હોત તો પોતાનો ઇરાદો પાર પાડી શકત નહિ એમણે પોતાની પુસ્તકશાળા વેચી, ઘર તથા બગલો ઘરેણે મુકયા અને સફરની તૈયારી કરી. એમણે આગળ મને વારવાર કહેલુ હતુ કે જ્યા સુધી હુ જાતે કેળવણીની પદ્ધતિ વિલાયત જઇને જોઉ નહિ ત્યા સુધી મારી મતલબ પાર ઉતારી શકીશ નહિ.

આખરે તા ૧ લી એપ્રિલ સન ૧૮૬૯ ને રોજ બનારસથી ઇગ્લાંડ જવા તેઓ ઉપડયા તેમની સાથે તેમના બન્ને દીકરા સૈયદ હામિદ મરહૂમ, અને સૈયદ મહમૂદ તથા મિરજા ખુદાદાદબેગ અને તેમનો જુનો નોકર છજ્જુ એ ચાર માણસો હતા. બનારસથી વિલાયત સુધીની મુસાફરીનુ વર્ણન લખી તે સોસાયટીના અખબાર તથા "તહઝીબુલ અખલાક" મા તેમણે પ્રસિદ્ધ કયુ છે

## મુસાફરીનું વર્ણન.

આ વર્ણનમાં જે જાણવા જોગ હકીકત તેમના દીઠામા આવી છે તે લખાયલી છે અને મુસાફરી દરમ્યાન જોયલી ચીજોનુ વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ છે અને વખતો વખત દેશોન્નતિ સબધી જે જે વિચારો તેમના મનમા ઉત્પન્ન થતા તે પણ નોધવામા આવ્યા છે. સ્થળે સ્થળે એશિયા અને યુરોપની સામાજિક તથા નીતિ સબધી સ્થિતિની સરખામણી કરેલી દીઠામાં આવે છે. આ વર્ણન ઉપરથી વાંચનાર સ્પષ્ટ રીતે સમજી

શકે છે કે આ મુસાફરી કરનાર પોતામાં સ્વદેશ તથા સ્વજાતિને માટે પ્રેમ અને લાગણીમાં લીન થએલો છે આગબોટમાં ફ્રાન્સના પ્રખ્યાત ઇજનેર ડી. લિસપિસની મુલાકાત થતાં તેઓ પોતાની અત્યંત ખુશી જાહેર કરે છે, અને જણાવે છે કે જ્યારે અગ્રેજોએ તેમને માનપત્ર આપતાં એવુ કહ્યુ કે આ નેહેર ( સુવેજની નહેર ) નુ નામ "લિસપિસની નેહેર" પાડવુ વધારે યોગ્ય છે, ત્યારે તેણે જવાબ આપ્યો કે મારી કીર્ત્તિ એમા છે કે એનુ નામ "ફ્રાન્સની નહેર' રાખવામા આવે આ સ્વદેશ ભકિતનાં વખાણ કરીને સર સૈયદ પોતાની સ્વજાતિની અદેખાઇ, દ્વેષ, આપવડાઇ વગેરે દોષોને માટે દિલગીરી જણાવે છે અને કહે છે કે આ કારણોને લીધેજ તે આફતમા સપડાયલી છે.

આ વર્ણન ઘણુ મનોરંજક હતુ પણ થોડુ ક લખાયા પછી હિંદી મુસલમાન ભાઇઓ તરફથી તેના ઉપર સખત ટીકાઓ થવા લાગી તેથી નાખુશ થઇને તે કામ છોડી દીધુ. પણ આ એમના વિરૂદ્ધ અયોગ્ય ટીકાઓની માત્ર શરૂઆત હતી તેથી તેમનુ હૈયુ તે સહન કરવાને પાછળથી જેટલુ કઠણ થયુ તેટલુ આ સમયે નહોતુ તેથી આવુ બોધદાયક લખાણ અધુરૂ રહી ગયુ.

## લંડનના આગેવાનો સાથે મુલાકાત.

સર સૈયદ મુબઇથી રવાના થઇને ચોવીસ દિવસમા લડન પોહોંચ્યા. અને મેકિલન સ્કવેરમા એક મકાન ભાડે લઇ તેમાં ઉતર્યા અને પોતાના સઘળા મિત્રો અને ઓળખીતાઓ સાથે મળ્યા. લોર્ડ લોરેન્સે સૌથી વધારે મેહેરબાની અને સભ્યતા દેખાડી તેઓ સર સૈયદના ખાનદાન તથા કામોથી સારી પેઠે જાણીતા હતા. તેઓ વારવાર લડનમાં સર સૈયદની મુલાકાત લેતા અને પોતાને ઘેર નોતરતા. તેમણેજ સર સૈયદની મુલાકાત ઇંગ્લાંડના પ્રખ્યાત નરો જોડે કરાવી. લોર્ડ સ્ટેન્લી આવ એલડર્લી જે કુસતુનતુનીયામાં અગ્રેજોના એલચી હતા તે પણ જ્યારે પોતાને વતન આવતા ત્યારે સર સૈયદની મુલાકાત લેતા સર જોન વિલ્યમ કી, હિંદના વઝીરના અન્ડર સેક્રેટેરીની સાથે સર સૈયદનો ઘાડો સબંધ બધાયો હતો. મહારાણી વિકટોરીયાના વેવાઇ ડયુક આવ આર્ગાઇલ જે તે વેળા

હિંદના વજીર અને સાયન્ટિફિક સોસાયટીના પેટ્રન હતા તે સર સૈયદ સાથે ઘણી સભ્યતાથી વર્તના. અને તેમણે પોતાના દીકરા અને મહારાણીના જમાઇ માર્કિવસ આ વલોર્ન સાથે સર સૈયદની ઓળખાણ કરાવી હતી.

## સોસાયટી આવ સિવિલ એનજીનિયર્સના મેળાવડામાં દાખલ થવું.

સર સૈયદ સાડા સત્તર મહિના ઇંગ્લાડમાં રહ્યા. આ સઘળો વખત જે ખાસ કામને માટે તેઓ વિલાયત ગયા હતા તે સબંધી માહિતી મેળવવામા રોકાયલા રહેતા હતા. છતા કોઇ કોઇ મોટા મેળાવડાઓમા તેમને બોલાવવામા આવતા. તે પ્રમાણે સિવિલ એન્જીનિયરોની એક મોટી સભામાં તેમને નોતરવામાં આવ્યા હતા. ત્યા એમના ઘણા વખાણ કરવામાં આવ્યા હતા અને એમણે એક ભાષણ કર્યુ હતુ તેથી પણ શ્રોતા જનોના મન ઉપર એમના વિષે ઉંડી છાપ પડી હતી.

## ખિતાબ તથા ચાંદ.

તા ૬ ઠી આગસ્ટ સન ૧૮૬૯ ને રોજ ઇન્ડિયા આફીસમાં ડયુક આવ આર્ગાઇલના હાથે એમને સી એસ. આઇ. નો ઇલકાબ તથા ચાંદ બખશવામા આવ્યા. મુકરર તારીખે સર સૈયદ ઇન્ડિયા આફીસમા ગયા. ત્યાં હિંદના અંડર સેક્રેટરી તેમને મળ્યા અને તેમની સાથે હાથ મેળવીને તેમને તે ઓરડામા લઇ ગયા જ્યા ડયુક આવ આર્ગાઇલ હિંદના વજીર તેમની રાહ જોતા બેઠા હતા ડયુક ઉભા થઇને કેટલાક કદમ આગળ આવ્યા અને સર સૈયદ સાથે હાથ મેળવીને તેમની મુલાકાત પોતાના દીકરા માર્કિવસ આવ લોર્ન સાથે કરાવી. થોડીકવાર વાતચીત કરીને પોતાને હાથે તેમને ચાંદ પેહેરાવ્યો અને મુબારકબાદ દઇને સર સૈયદને રવાના કર્યા. પછી ડયુકે તેમને ખાણા ઉપર નોતર્યા જ્યાં ઘણા આબરૂદાર ગૃહસ્થો તથા પાર્લામેન્ટના મેમ્બરો પણ હતા. સર સૈયદને ખાણાના મેજપર ડયુકની ડાબી બાજુએ બેઠક આપવામાં આવી હતી.

## મહારાણીજીની લેવીનું માન.

તા. ૧૧ મી માર્ચ સને ૧૮૭૦ ને રોજ મહારાણીજીની લેવીમાં હાજર થવા તેમને બોલાવવામાં આવ્યા. સર સૈયદના કહેવા પ્રમાણે લેવી-

વાળા મેહેલમાં બીજા દરબારીઓની સાથે તેમને બેસાડવામાં આવ્યા. જ્યારે મહારાણીજી પધાર્યાં ત્યારે તેમણે બીજાઓની પેઠે આગળ જઇને સલામ કરી. સલામનો રીવાજ એવો છે કે મહારાણી સાથે હાથ મેળવીને ડાબા ઘુંટણ ઉપર બેસીને મહારાણીના હાથને બચી કરવી. જ્યાં સુધી સઘળા દરબારીઓની સલામ પુરી થતી નથી ત્યા સુધી મહારાણીજી ઉભાં રહે છે.

## પ્રિન્સ આવ વેલ્સની લેવી.

આ પછી તેજ સાલમાં તેમને પ્રિન્સ આવ વેલ્સની લેવીમાં હાજર થવાનું આમત્રણ કરવામા આવ્યુ. આ લેવી માત્ર લશ્કરી અમલદારોને માટે હતી. પણ સર સૈયદ જલદીથી વિલાયત છોડવાના હતા તેથી તેમને માટે ખાસ પરવાનગી મેળવવામાં આવી હતી.

## એથીનિયમ કલબના મેમ્બર થવું.

આગળ લખવામાં આવ્યુ છે તેમ સર સૈયદને રોયલ એશિયાટિક સોસાટીના મેમ્બર નિમાવાનું માન મળ્યુ હતુ. લડન પોહોચ્યા પછી એ સોસાયટીની કેટલીક સભાઓમાં તે હાજર થયા હતા. લડનમા વિદ્વાનોની એક મોટી મંડળી છે તે એથીનિયમ કલબના નામે ઓળખાય છે. જે કોઇ માણુસ પ્રખ્યાત ગ્રંથ કર્તા હોય અથવા કોઇ પણુ શાસ્ત્રમાં પ્રવીણુ હોય તેજ તેમા દાખલ થઇ શકે છે. એના મેમ્બરોની સંખ્યાની હદ માત્ર બારસેંની ગણવામા આવી છે. ઘણા લોકો દસ દસ બાર બાર વરસ ઉમેદવારી કરે છે ત્યારે દાખલ થવાનો વારો આવે છે. અને જે શખ્સને આવું માન મળે છે તેના ઉપર તેના મિત્રો મુબારકબાદીના કાગળો લખેછે. અને એક મોટો સરકારી ખિતાબ મળ્યો હોય તેના કરતાં પણુ વધારે આબરૂ ગણુવામાં આવે છે. આવી એક સસ્થાના ઓનરરી મેમ્બરનુ માન ખાસ નિયમની રૂયે સર સૈયદને એ વખત બખ્શવામાં આવ્યું.

## કેમ્બ્રીજ યુનિવર્સિટીની મુલાકાત.

સર સૈયદનો મુળ હેતુ ઇગ્લાંડ સુધી સફર કરવાનો એ હતો કે ત્યાંની કેળવણીની પ્રખ્યાત સંસ્થાઓ નજરો નજર જોવી અને ત્યાંની પદ્ધતિ હિંદુસ્તાનમાં કેટલે દરજ્જે અમલમાં મુકી શકાય તે ઉપર વિચાર

કરવાનો હતો. તેજ કારણને લીધે તેઓ કેમ્બ્રીજ ગયા અને તે પ્રખ્યાત પાઠશાળામાં સઘળી બાબતો બારીક નજરે જોઇ. અંગ્રેજી ભાષા ન આવડતી હોવાને લીધે કેટલીક બાબતો સારી પેઠે સમજવામા તેમને ઘણી હરકત પડી હશે એમા શક નથી. તોપણ ત્યાની રીતભાતમાથી મુસલમાનોને માટે કઇ બંધબેસતી થઇ શકશે તે તેમણે ધ્યાનમા રાખી લીધુ: આ પ્રમાણે મહાન અલીગઢ કોલેજની કલ્પનાએ તેમના મનમા આ મુલાકાતથી જન્મ લીધો.

## ઈંગ્લાંડની કેળવણી તથા સુધારા વધારા ઉપર વિચાર.

ઇંગ્લાડની કેળવણીની પદ્ધતિ સબંધી વિચાર કર્યા પછી સર સૈયદે લડનમાજ રહીને એક ચોપાનીયુ અંગ્રેજી ભાષામા બહાર પાડયુ તેમા હિંદુસ્તાનમા ચાલતી કેળવણીની પદ્ધતિની ખામીઓ વિગતવાર જણાવવામાં આવી ઇંગ્લાડમા રહીને સર સૈયદે યુરોપની કેળવણી ઉપરાત ત્યાના લોકોની રીતભાત, રહેણી કરણી, વિદ્યા કળા વગેરે તેમની ચઢતીના ખરાં સાધનો બારીક નજરથી તપાસી જોયા આ બાબતો તેમણે એક માણસ પારકી ચીજો ગમતની ખાતર અચબાથી જુએ છે તેમ જોઇ નહિ. પણ જેમ એક સ્વદેશ પ્રેમી પારકી ચીજોમા જણાતુ સારાપણુ ગ્રહણ કરીને પોતાના વતનને તેનાથી લાભ પોહોચાડવાના વિચારથી જુવે છે, તેમ તેમણે જોઇ. તેમણે પોતાના મિત્ર મોલવી સૈયદ મેહેદીઅલીખાનને એક પત્રમા લખ્યુ છે કે "એક ઉચા દરજાના ગૃહસ્થો અને બાનુઓના મેળાવડામાં મારા એક મિત્રે પૂછ્યુ કે કહો લડન સ્વર્ગ છે કે નહિ? પણ આપણા નસીબમાં તો જોઇ જોઇને બળતરા કરવાનુજ લખેલુ છે. અહીની સ્થિતિ જોઇ જોઇને આપણા દેશ અને પ્રજાની મૂર્ખાઇ, અયોગ્ય પક્ષપાતપણું, હાલની પડતી અને ભવિષ્યની ફજેતીના વિચારોથી શોક વધે છે અને આપણા સ્વદેશીઓને લાયક કરવાની કોઇ તદબીર જણાતી નથી."

એમનો ઇરાદો એવો હતો કે ઇંગ્લાંડ તથા હિંદની સ્થિતિમાં જે મોટો ફેરફાર દીઠામાં આવે તેનુ વર્ણન પોતાની મુસાફરીના હેવાલમાં લખીને સ્વદેશીઓને જાગ્રત કરે. પણ સ્વદેશી ભાઇઓને તે સહન કર-

વાની ધીરજ ન રહી તેથી તેમને તેવા વર્ણનની માળા તોડવી પડી. એમ છતા પણ પ્રસગોપાત તેમણે એ સબંધી લખાણો કરી વતનના લોકોને ચેતવણી આપી છે.

તા. ૧૫ મી અક્ટોબર સન ૧૮૬૯ ને રોજ તેમણે એક લાંબો લેખ સોસાયટીના વર્તમાન પત્રમા છાપવા માટે મોકલ્યો. તેમા ૭ મહિનાનો હેવાલ ટુકમા વર્ણવ્યો છે. અને યુરોપનો સુધારો વધારો તથા આપણા દેશની પડતીના દાખલા આગળ ધરીને સ્વદેશીઓને સાવચેત કર્યા છે. જયારે આ લખાણનુ પરિણામ લોકોના ગુસ્સા થવા સિવાય બીજુ ન આવ્યુ ત્યારે તા. ૨૨ માં માર્ચ ૧૮૭૦ ને રોજ એક બીજુ લખાણુ "ગુન્હેગાર સૈયદ એહમદ તરફની માફી" એ મથાળાનુ હિંદુસ્તાન મોકલ્યું ત્યાર બાદ એક બીજો લેખ નામે "સૈયદ એહમદની સ્વદેશીઓની સેવામા વિનતિ" રવાના કરવામા આવ્યો આ સઘળા લેખો વાચવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે તે અરસામા સર સૈયદને સ્વદેશીઓ પ્રત્યે કેટલી લાગણી હતી. એમ છતા તેની મુદ્દલ અસર લોકો ઉપર થઇ નહિ તોપણ હિંદ પાછા આવી જે મહાભારત કામ માથે લેવાનુ હતુ તેની આ પ્રસ્તાવના હતી.

**"ખુતબાતે અહમદીયા" નામનું પુસ્તક રચવું અને છપાવવું.** વિલાયતની મુસાફરીનો **સર સૈયદનો બીજો મુદ્દો** એ હતો કે ઇસ્લામ તથા તેના સ્થાપક સબંધી ભૂલ ભરેલી બાબતો યુરોપમાં જાણી જોઇને અથવા અજાણપણે પ્રગટ કરવામા આવી હતી તેમની ખરી માહિતી પ્રસિદ્ધ કરવી. સર વિલ્યમ મૂરે પોતાના પુસ્તક "લાઇફ આવ મોહમદ" માં એવી ઘણી બાબતો ભરી દીધી હતી અને તેઓ યુરોપિયનો એકલાને નહિ પણ અગ્રેજી કેળવણી પામેલા મુસલમાનોને પણ આડે રસ્તે દોરનારી હતી. તેથી તેમણે એક પુસ્તક ઉર્દુમાં રચી તેનો તરજુમો અગ્રેજીમાં કરાવી છપાવ્યો.

સર સૈયદે વિલાયત જવાનાં કારણો જે દર્શાવ્યાં હતાં તેથી પણ વધારે કામો તેમણે કરી દેખાડયાં. તેમના વિલાયત જવાથી ઉત્તર હિંદના લોકોને માટે પોતાના જુવાનીઆઓને વિલાયતમા કેળવણી આપવાનો રસ્તો ખુલ્લો થયો.

નવાબ મોહસિનુલમુલ્કે આનરેબલ હાજી ઇસ્માઇલ ખાનને એક પત્રમાં લખ્યુ છેકે " સૈયદ એહમદખાન વિલાયત ગયા, પણ એવી મતલબથી કે જે પ્રજા દુનિયાની સઘળી પ્રજાઓમાં ચઢતો દરજ્જો ભોગવે છે તેમને તેમના ઘરોમા અને દેશમાં પોતાની આંખે જુવે અને જે કાંઇ ત્યાં જોયુ છે તે પાછા આવીને પોતાના વતનમાં ફેલાવે, લોકો વિલાયતમાં જઇને ત્યાં તમાશાની જગાઓ, નાટકશાળાઓ, સગ્રહસ્થાનો, બાગબગીચાઓની મોજ ભોગવે છે પણ આ દીને ઇસ્લામનો મદદગાર પુસ્તકશાળાઓમાં બેસીને " ખુતબાતે એહેમદીયા " રચવામાં ગુંથાયલો હતો. અને કોલેજો તથા યુનિવર્સિટિઓની વ્યવસ્થા વિષે વિચાર કરવામાં રોકાયલો હતો. આ માણસનુ વિલાયત જવુ, ત્યા રહેવુ અને પાછા આવવુ એ સઘળું કોમનેજ વાસ્તે હતુ. "

સર સૈયદ એક વરસ અને પાંચ મહિના લડનમાં રહીને તા ૪ થી સપ્ટેમ્બર સન ૧૮૭૦ને રોજ હિંદુસ્તાન તરફ રવાના થયા. તેમના રવાના થયા પછી સૈયદ અબદુલ્લા નામે એક મુસલમાન લડન વાસીએ હોમવર્ડ મેલ પત્રના તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૮૭૦ ના અકમા સર સૈયદ સંબધી એક લખાણ કર્યુ હતુ તેમાંથી કેટલોક ઉતારો નીચે કરવામાં આવે છે. " જે અગ્રેજો સાથે તેમની મુલાકાત થઇ તેમના ઉપર તેમની સામાન્ય લાયકાતની ઉંડી છાપ બેઠી. અહીંના ઘણુખરા રાજ્યદ્વારીઓનો એવો અભિપ્રાય છે કે જો અમે સર સૈયદથી ન મળ્યા હોત તો હિંદના લોકોની લાયકાત સંબંધી જે ઉચું મત અમારૂ થયુ છે તેવુ થવા ન પામત. આ લેખ લખવાથી મારી મતલબ એ છે કે હિંદ વાસીઓના જાણવામાં આવે કે જે હિંદી કેળવાયલો હોય છે તેની કદર યુરોપિયનો કેવી કરે છે.. ... સૈયદ એહેમદખાનને લીધે આ વાત સાબીત થવાથી એટલી બધી ખુશી થાય છે કે આ દેશમાં હિંદના એક કુલીન માણસની આવી ભારે કદર થાય છે અને ઉચ પક્તિના અગ્રેજો એમની સાથે ઘણી પ્રીતિ તથા સભ્યતાથી વર્તે છે. "

— ›❋‹

# પ્રકરણ પાંચમું.

## સન ૧૮૭૦ થી ૧૮૭૮ સુધી.

### વિલાયતથી પાછા ફરવું.

તા. ૨૭ અકટોબર સન ૧૮૭૦ ને રોજ સૈયદ મુંબઇ બંદરે આવી પોહોંચ્યા. એજ મહિનામા બનારસ જઇને તેમણે પોતાના હોદ્દાનો અધિકાર ધારણ કર્યો. અહી આવતાંજ તેમણે તે મહાભારત કામનો પાયો નાંખવા માંડયો જેને લીધે તેમણે ખાસ વિલાયતની મુસાફરી માથે લીધી હતી. મુસલમાનોની કેળવણીનો જે મનસુબો તેમણે વિલાયત જવાથી બહુ પેહેલાં ધારેલો હતો તે પરિપૂર્ણ કરવામાં બે મોટી અડચણો દીઠામાં આવતી હતી. પેહેલી એ કે મુસલમાનોના ધર્મ સબંધી વેહેમ, અંગ્રેજી કેળવણી તરફ તેમનો ધિક્કાર, તથા કેળવણીના વિષય સંબંધી તેમની અજ્ઞાનતા. આ અડચણ દૂર કરવાના પ્રયત્નો તેમણે વિલાયત પોહોંચતાંજ ચાલુ કરી દીધા હતા. મુસાફરીનુ વર્ણન તથા બીજા લેખો જે તેમણે વિલાયતથી લખી મોકલ્યા હતા અને સોસાયટીના વર્તમાન પત્રમાં છપાઇ બહાર પડયા હતા તેમાં અનેક પ્રકારે મુસલમાનોનો જુસ્સો ઉશ્કેર્યો હતો અને ઠેકાણે ઠેકાણે તેમની પડતી બાબત શોક જાહેર કર્યો હતો તથા અંગ્રેજી કેળવણીની અગત્ય સાબીત કરી હતી. પણ આ લખાણોની અસર મુસલમાનો ઉપર કશી થઇ નહિ. બીજી અડચણ એ હતી કે તેમનો ઇરાદો એક ઇસલામી યુનિવર્સિટિ સ્થાપન કરવાનો હતો. કારણ કે તે વેળાની યુનિવર્સિટિયોનું બંધારણ તેમને એવું લાગ્યું નહિ કે જેથી અસલ લાયકાતની ખીલવણી થાય. આ સંબંધમાં સરકાર તરફથી દાખલ કરેલી પદ્ધતિ મુસલમાનોને માટે સંપૂર્ણ ઠરાવવાની હતી. એ બાબત ઉપર વિલાયત હતા તે વખતે તેમણે એક લઘુ પુસ્તક લખી બહાર પાડયું હતું પણ તેમાં એમનો પોતાનો અભિપ્રાય હતો તેથી તેનું પણ પરિણામ કંઇ આવી શકયુ નહિ.

## " તહ્‌ઝીબુલ અખ્લાક. "

મુસલમાનોના ધર્મ સબંધી ભૂલ ભરેલા વિચારો દુરસ્ત કરવા સારૂ તથા તેમને નવી કેળવણી તરફ દોરવાને માટે ઉપલા નામનુ ચોપાન્યુ તેમણે ચાલુ કર્યુ યુરોપિયન લોકો એમ સમજતા હતા કે ઈસ્લામ ધર્મના મૂળતત્વો સુધારા વધારાને અટકાવનારા છે. તેમજ મુસલમાનોનું ધારવુ એમ હતુ કે નવી રીતની કેળવણી ઈસ્લામ ધર્મની વિરૂદ્ધ છે તેથી લાબા કાળ સુધી તે તરફ તેમણે ધ્યાન આપ્યુ નહિ તેને લઈ તેમને જે નુકસાન થયુ તે સૌ કોઈ જાણે છે. આવા ભૂલ ભરેલા વિચારોને સુધારવા ખાતર સર સૈયદે આ ચોપાન્યુ કાઢવુ શરૂ કર્યુ હતુ શરૂઆતમા અજ્ઞાનના લીધે મુસલમાનો એમા લખાતા વિચારોની સામા થયા પણ પાછળથી વિરોધ ઓછા થતો ગયો. એમા નીચલી બાબતોનો પણ સમાવેશ કરવામા આવ્યો હતો. યુરોપના સુધારાના મૂળતત્વો તથા ત્યાના લોકોની ચઢતીના કારણો, નુકસાનકારક રીવાજો જે મુસલમાનોમા દાખલ થઇ ગયા હતા તે સામે અણગમો, જૂની વિદ્યાઓ માટે હદથી વધારે ઉચો વિચાર જે લોકોના મનમા દાખલ થયો હતો તેમા જયા ભૂલ થતી હોય તે બતાવવી, નવી વિદ્યાઓ જેને લોકો ધિક્કારની લાગણીથી જોતા હતા તેનુ ઉપયોગીપણુ સાબીત કરવુ અને લોકોનો ધિક્કાર ઓછો કરી તે તરફ તેમનુ વલણ કરવુ ઇસ્લામમા સામાવાળાઓએ જે બાબતો ઐતિહાસિક તથા વિદ્યા સબધી શોધખોળની વિરૂદ્ધ જણાવી છે તેમને ઇતિહાસ તથા વિદ્યાની સાથે બધ બેસતી કરી દેખાડવી અથવા તે ઇસ્લામના સંબંધની નથી એમ સિદ્ધ કરવુ, મુસલમાનોને તેમના પૂર્વજોનાં મોટા કામોનુ દિગ્દર્શન કરાવી તેમના મનમા તેમને માટે માન ઉત્પન્ન કરી તેમના જેવા થવાની ઈચ્છા પેદા કરવી. આ મોટા મુદ્દાઓ પાર ઉતારવાને સર સૈયદ તથા તેમના મિત્રોએ પોતાના વિચારો જાહેર કર્યા એટલુંજ નહિ પણ કોમના સત્ય શોધકોના લખાણોના આધાર લીધા અને હાલના યુરોપના વિદ્વાનો જે કાંઇ લખેછે તે પહેલાની વિદ્વાનોના વિચારોથી ઉલટું નથી એમ બતાવી આપ્યું.

" આ ચોપાન્યુ ઇસલામને એવા રૂપમાં રજુ કરતુ હતુ જે મુસલમાનોના સાધારણ વિચારોથી વિરૂદ્ધ હતુ અને તેમના કાનમા એવા નાદ પૂંકતુ હતુ જે તેમણે પહેલા સાંભળ્યા નહોતા તેથી પેહેલ વહેલા તો તેઓ બહુ ભડકયા પણ હળવે હળવે મુસલમાનોના અમુક મંડળમા તેનો ફેલાવો થતો ગયો. છતા સઘળાઓ ઉપર જેવી જોઇએ તેવી અસર પેદા ન થઈ તોપણ તેમા ચાલુ જમાનાને અનુસરતા વિચારો હોવાથી તે ધારવા કરતા વધારે ફતેમંદ નીવડયુ "

આ ચોપાન્યુ છ વરસ ચાલી ને બંધ થયુ. કારણ કે સર સૈયદ તથા તેમના મદદગારોને કોલેજ વગેરે બીજા કેટલાં કામોમા ઘણુ રોકાણ થયુ. પણ ત્રણ વરસ રહીને લોકોના આગ્રહથી પાછુ ચાલુ કરવું પડયુ. પણ બે વરસ પાચ મહિના પછી ફરીથી ગરકાણોને લીધે બંધ કરવુ પડયુ. દસ વરસ પછી પાછુ ચાલુ થયુ અને ત્રણ વરસ રહીને બંધ થયુ.

## મુસલમાનોની કેળવણીના વધારાની ઇચ્છા રાખનાર કમિટી.

તહઝીબુલ અખ્લાકની સાથે સર સૈયદે બીજુ કામ એ કર્યુ કે મુસલમાનોમા કેળવણીનો ફેલાવો કરવા સબંધી વિચાર કરવા સારૂ બનારસમાં એક કમિટી સ્થાપન કરી. તેઓ લંડનથી એક જાહેરનામુ મુસલમાનોની કેળવણીના ઉપાયો સબંધી ઉર્દૂ તથા અંગ્રેજીમાં છપાવીને પોતાના પાછા આવતા પેહેલા મોલવી મેહેદીઅલીખાન જે તે વખતે મિરઝાપુરમાં તેહેસીલદાર હતા તેમની પાસે બહાર પાડવા સારૂ મોકલી ચુકયા હતા. પણ તેમણે સઘળી નકલો એક પેટીમા બંધ કરીને રાખી મુકી. સાધારણ જાહેરનામાંની પેઠે તેને પ્રગટ કરવુ એ કામ તેઓએ નિરર્થક ધાર્યું. જ્યારે સર સૈયદ વિલાયતથી પાછા આવ્યા અને મોલવી સાહેબથી મળ્યા ત્યારે તેમણે સઘળી નકલો સર સૈયદની આગળ રજુ કરીને કહ્યુ કે દરેક માણસ સૈયદ એહેમદખાન નથી કે આ કામ કરી શકે. હવે સર સૈયદે જાતે તે કામ શરૂ કર્યું. તે જાહેરનામાનું મથાળું આ હતું કે "હિંદુસ્તાનના મુસલમાનોની કેળવણીના સબંધમાં ઇસ્લામી ભાઇઓ તથા હિંદના હાકેમોની સેવામાં એક વિનતિ." આ જાહેરનામુ યોગ્ય સ્થળોએ તેમણે મોકલ્યું અને વર્તમાનપત્રો દ્વારા તેને પ્રસિદ્ધ કર્યું. આ "વિનતિ" નો

ટુંકાણુમાં મતલબ એ છે કે "અગ્રેજોની હકુમતને લીધે કેળવણીના જે ફાયદા લોકો સામાન્ય રીતે ભોગવે છે તેના ભોક્તા મુસલમાનો થઇ શકતા નથી. તેનાં કારણો ખોળી કાઢવાને મુસલમાનોએ ધ્યાન આપવું જોઇએ કેમકે બીજા લોકોએ જે કારણો દર્શાવ્યાં છે તે વિશ્વાસને પાત્ર હોઇ શકે નહિ અને ખાત્રી પૂર્વક કહી શકાય નહિ કે ખરેખાત તેજ અસલ કારણો છે. વળી આ રોગનું મૂળ સરકારે પણ શોધવાની જરૂર છે. તેથી એક ઇનામી જાહેરનામુ બહાર પાડવુ જોઇએ અને આ સવાલ સંબંધી નિબંધો લખવા મુસલમાનોને ઉત્તેજિત કરવા જોઇએ. તથા આ કામને માટે મુસલમાનો અને અંગ્રેજો પાસેથી ઉઘરાણું એકઠ્ઠ કરવુ જોઇએ. જ્યારે જોઇતી રકમ એકઠી થઇ જાય ત્યારે નાણુા ભરનારાઓમાંથી મુસલમાનોની કેળવણીમાં વધારો કરવાની ઇચ્છા ધરાવનારાઓની એક મંડળી સ્થાપવી જોઇએ."

આ ઉઘરાણુામાં સૌથી પેહેલાં સર સૈયદે એક રકમ પોતાની પદરથી આગળ ધરી અને મોલવી મેહેદીઅલીખાનની મદદથી ઉઘરાણુાનુ કામ આગળ ચલાવવામાં આવ્યુ. ડિસેમ્બર ૧૮૭૦ માં આ જાહેરનામુ પ્રગટ થયું અને તેજ મહિનામાં એક હજાર એકસોને બે રૂપિયા જમા થયા. રામપુરના રાજ્ય કર્ત્તા નવાબ કલ્બેઅલીખાન, દાનપુર જીલ્લે બુલન્દ શેહેરના હાકેમ કુવર વજીરઅલીખાન અને વાયવ્ય પ્રાંતના લેફટેનન્ટ ગવર્નર સર વિલિયમ મ્યુર સાહેબે આ કામ તરફ ખાસ ધ્યાન આપ્યું. તા. ૨૬મી ડિસેમ્બરને રોજ "ખાસ્તગારે તરક્કીએ તાલીમે મુસલમાનાને હિંદુસ્તાન" નામની મંડળી બનારસ મુકામે સ્થાપન થઇ અને તેના સેક્રેટરી સર સૈયદ નીમાયા. આ મંડળીનું કામ એ હતુ કે સરકારી કોલેજો તથા નિશાળોમાં મુસલમાન વિદ્યાર્થીઓ શા કારણથી ઓછી સંખ્યામાં દાખલ થાય છે, જુની વિદ્યાનો અભ્યાસ તેમનામાં કેમ ઘટી ગયો છે અને નવી વિદ્યા કેમ નથી ભણતા તે સંબંધી બનતી કોશેશો કરી કારણો શોધી કાઢે અને જ્યારે ખરેખરાં કારણો જણાઇ આવે ત્યારે તે અટકાવો દૂર કરવાના ઉપાયો યોજે. નવાબ મોહસિનુલ મુલ્ક જણાવે છે કે "જે તારીખ કમિટીની સ્થાપનાને માટે મુકરર કરવામાં આવી હતી તેને આગલે દિવસે હું

બનારસ પોહોંચ્યો હતો. રાત્રે મારૂં બિછાનુ સર સૈયદે પોતાના સુવાના ઓરડામા કરાવ્યુ હતુ. અગિયાર બાર વાગ્યા સુધી મુસલમાનોની કેળવણીના સબંધમાં વાતચીત ચાલી ત્યાર બાદ મને ઉંઘ આવી ગઇ. જ્યારે બે વાગ્યાના શુમારમા મારી આંખ ઉઘડી ત્યારે સર સૈયદને મે તેમના બિછાનામા જોયા નહિ. તેમની શોધમાં હુ ઓરડામાંથી બહાર નીકળ્યો તો મે તેમને ઓટલા ઉપર ફરતા જોયા અને તેમની આંખોમાથી આંસુઓની ધારા વેહેતી દીઠી. ગભરાઇને મે પૂછ્યુ કે કોઇ માઠા સમાચાર મળ્યા છે? આ સાભળીને તેઓ વધારે રડવા લાગ્યા અને બોલ્યા કે આથી વધારે મોટી આફત કયી હોઇ શકે કે મુસલમાનો ખરાબ થઇ ગયા અને થતા જાય છે તોપણ તેમને ઠેકાણે લાવવાનો કોઇ ઉપાય જડતો નથી જે સભા કાલે મળવાની છે તેનુ સારૂ પરિણામ આવે એવી આશા મને નથી. આખી રાત એજ વિચારોમા વીતી ગઇ છે કે કાલે શુ થશે. કોઇ કઇ ધ્યાન પુગાડશે કે નહિ. નવાબ મોહસિનુલ મુલ્ક કહે છે કે "સર સૈયદની આ સ્થિતિ જોઇને જે અસર મારા મન ઉપર થઇ તે હુ વર્ણવી શકતો નથી અને તે દિવસથી એ શખસને માટે જે માન મારા મનમાં ઉત્પન્ન થયુ તે હુજ સારી પેઠે સમજુ છુ"

તેજ તારીખે ઇનામી જાહેરનામુ જેમા ત્રણ ઇનામો, પાચસે, ત્રણસે અને સોઍસોના ઠરાવવામાં આવ્યા હતા તે પ્રગટ કરવામા આવ્યુ. મુકરર કરેલી મુદત દરમ્યાન સેક્રેટરી પાસે ૩૨ નિબધો જુદા જુદા શખસો તરફથી મોકલવામા આવ્યા. મોલવી મેહેદીઅલીનો નિબધ સૌથી સરસ હતો. પણ તેમની ઇચ્છાનુસાર ઇનામની યાદીમાથી તે કાઢી નાખવામા આવ્યો હતો. પેહેલુ ઇનામ મોલવી સૈયદ અશરફઅલી એમ એ જે તે વખતે બનારસ કાલેજમા વિદ્યાર્થી હતા તેમને, બીજુ નવાબ ઇન્તેસાર જગ મોલવી મુસ્તાક હુસેનને તથા ત્રીજુ મોલવી અબદુલ્લ વદુદને આપવામાં આવ્યુ. સર સૈયદે આ નિબધો ઉપરથી એક રીપોર્ટ ઉર્દુ તથા અંગ્રેજી ભાષાઓમા તૈયાર કર્યો અને તેમાથી નીચે પ્રમાણે મુદ્દાઓ ઉપજાવી કાઢયા:—

(૧) હિંદુસ્તાનના ડાહ્યા મુસલમાનો જે નઠારી લાગણીઓ જુના વિચારના મુસલમાનો અંગ્રેજી કેળવણી પ્રત્યે ધરાવે છે તેમને દમ વગરની અને

મુસલમાનોને નુકસાન કર્તા ગણે છે. (૨) સરકારી નિશાળોમાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા હિંદુઓ સાથે સરખાવતા જેટલી હોવી જોઈએ તેના કરતા ઘણી ઓછી છે (૩) જે વિચારોથી મુસલમાન સરકારી નિશાળોમા પોતાના છોકરાને નથી મોકલતા તેમાંના કેટલાક વાજબી અને કેટલાક ગેરવાજબી છે, અને સરકારની કેળવણી પદ્ધતિ મુસલમાનોની જરૂરઆતોને પુરો પડે તેવી નથી (૪) જો સરકાર મુસલમાનોના ખાતર કેળવણીની રીતમા કાંઇક ફેરફાર કરી દે તોપણ તેમની સઘળી જરૂરીઆતો પુરો પડી શકે નહિ (૫) મુસલમાનોને પોતાની અસલી વિદ્યાઓને સાચવી રાખવાને, નવી વિદ્યાનો લાભ લેવાને અને પોતાની સઘળી જરૂરીયાતોને પુરો પડે તેવી રીતે પોતાના છોકરાને કેળવણી આપવાને માટે એ સિવાય બીજો ઉપાય નથી કે પોતેજ પોતાની કેળવણીનો બંદોબસ્ત કરે આ રીપોર્ટમાજ કાઢવા ધારેલી કોલેજની યોજનાની શિક્ષણ પદ્ધતિ સબંધી વિવેચન કરવામા આવ્યુ છે.

મુસલમાનોમા કેળવણીના વધારાના અટકાવો જે સર સૈયદે શોધી કાઢયા તેજ એજ્યુકેશન કમિશને પણ જણાવ્યા છે

આ રીપોર્ટની એક એક નકલ હિંદી સરકાર તથા સઘળી સ્થાનિક સરકારોને મોકલવામા આવી હતી. મદ્રાસ, બંગાળા તથા મુંબઇની સરકારોએ મુસલમાનોની કેળવણી સબંધી જે જે યોજનાઓ કરી હતી તેના સઘળા કાગળો સર સૈયદ પાસે તેમણે મોકલી દીધા.

વાયવ્ય પ્રાંતની સરકારે કેળવણી કમિટીઓમા વેહેંચવા સારૂ આ રીપોર્ટની કેટલીક નકલો મગાવી અને વચન આપ્યુ કે જો કમિટી મજકુરની કોશીશોથી યોજેલી કોલેજ સ્થાપન કરવામા આવશે તો સરકાર સસારી કેળવણીને માટે ગ્રાન્ટ ઇન એઇડના નિયમો પ્રમાણે આ નિશાળને મદદ આપશે. ત્યારબાદ હિંદી સરકારના સેક્રેટરીનો કાગળ તા. ૯ મી આગસ્ટ સન ૧૮૭૨ નો આવ્યો તેમા આ પ્રમાણે લખેલુ હતુઃ—" નવાબ ગવર્નર જનરલ બહાદુર બઇજલાસે કૌન્સિલને ખાસ્તગારે તરક્કીએ તઅલીમ નામની કમિટીએ ઍંગ્લો ઓરીએન્ટલ કોલેજ બાબત ઘડેલી યોજનાની જાણ થતાં ઘણી ખુશી હાંસલ થઇ છે અને તેઓ અંતઃકરણ પૂર્વક

આશા રાખે છે કે આ યોજના જેવી સફળ થવી જોઇએ તેવીજ થશે. વાયવ્ય પ્રાંતોના મુસલમાનોનો હક છે કે જ્યાં સુધી બની શકે ત્યા સુધી તેમના પ્રયાસોમાં સરકાર મદદ આપે. અને સૈયદ એહેમદખાન બહાદુર તથા તેમના સાથીઓ જે આ કામમા તેમને મદદ કરે છે તેમના પ્રયત્નો પ્રશંસા પાત્ર છે." આ બે પત્રો આવવાથી કમિટીને ઘણુ ઉત્તેજન મળ્યુ.

બીજી એક કમિટી યોજેલી પાઠશાળાને માટે નાણુ એકઠું કરવા સારૂ સ્થાપન કરવામાં આવી અને તેના સેક્રેટરી પણ સર સૈયદ નીમવામાં આવ્યા. અને એવો ઠરાવ થયો કે જ્યાં સુધી યોજનાને માટે જોઇતું નાણુ જમા થાય ત્યા સુધી આ મંડળીનું સ્થાન જ્યા લાઇફ સેક્રેટરી રહે ત્યાજ હોવુ જોઇએ આ પ્રમાણે અલીગઢ કોલેજ સ્થાપન થઈ ત્યાં સુધી આ મંડળી બનારસમા રહી, જ્યાં સર સૈયદ સ્મોલકોઝ કોર્ટના જજ હતા.

જુલાઇ સને ૧૮૭૨ મા સર સૈયદે મંડળી તરફથી એક જાહેરનામું બહાર પાડ્યુ તેમા મુસલમાનોને પુછવામા આવ્યુ હતું કે પાઠશાળા ક્યા શહેરમા સ્થાપન કરવામા આવે આ જાહેરનામુ કાઢવાની જરૂર એટલા માટે પડી કે કેટલાક નાણુ આપનારાઓની ઇચ્છા એવી હતી કે પોતાના નાણાં પ્રોમિસરી નોટમા રોકવામા ના આવે. પણ તેનાથી જાગીર ખરીદવામાં આવે. તેથી જ્યાં સુધી પાઠશાળા માટે સ્થાન નક્કી ન થાય ત્યા સુધી જાગીર વેચાતી રખાઇ શકાતી નહોતી, કારણ કે જાગીર પાઠશાળાના મુકામની નજીકમા હોય એ જરૂરનુ હતુ આ જાહેરનામા ઉપરથી જુદી જુદી સૂચનાઓ થઇ પણ સૌથી વધારે મત અલીગઢ માટે પડ્યા.

કમિટીને વળી વધારે મદદ એ મળી કે તે વખતના વાઇસરાય લોર્ડ નોર્થબ્રુક પશ્ચિમના સાહિત્યોની શાખામાં સ્કાલરશિપો આપવાને માટે દશ હજાર રૂપિયા પોતાની પદરથી આપવાનું વચન આપ્યુ અને વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર તથા અલાહાબાદ હાઇકોર્ટના જજે યોગ્ય રકમો ભરી આપી. આથી સર સૈયદના પ્રયત્નોને ઘણુ ઉત્તેજન મળ્યુ અને કામ ધમધોકાર આગળ ચાલ્યુ.

સને ૧૮૭૩ મા સૈયદ મહમુદે નવી કોલેજને માટે વહીવટ અને કેળવણી સંબંધી વિલાયતની સ્કુલો કોલેજો અને યુનિવર્સિટીઓના

નમુના ઉપર યોજના ઘડીને તૈયાર કરી. તે સભામાં હાજર રહેલા મેમ્બરોએ પસંદ કરી અને મજુરીને માટે તે છપાવીને તેની નકલો સઘળા મેમ્બરોને મોકલી આપી અને હીંદી સરકાર તથા સ્થાનિક સરકારો ઉપર પણ નકલો મોકલવામા આવી, એટલા માટે કે જો સરકાર તેને પસંદ કરે તો તે ગ્રાન્ટ આપી શકે. વળી એક ઇસ્તિફતા (ધર્મ સબંધી પ્રશ્ન) યોજનાની નકલ સાથે ઓલમા (વિદ્વાનો) ની પાસે મોકલવામા આવ્યો જેમા તેમને સવાલ પુછવામા આવ્યો હતો કે જે મદ્રેસા (પાઠશાળા) માં યોજના પ્રમાણે શિક્ષણ આપવામાં આવે તેને માટે નાણું આપવુ શરેની રૂયે દુરસ્ત છે કે નહિ ?

જ્યારે આ ઇસ્તિફતા છપાઇને બહાર પડ્યો ત્યારે કાનપુરથી એક મોલવી જે ત્યા ડેપ્યુટી કલેકટર હતા તેમણે બીજો ઇસ્તિફતા બહાર પાડ્યો તેમા બનારસના ઇસ્તિફતાને ખોટો અને દગાઇ ભરેલો જણાવવામાં આવ્યો હતો અને લખવામા આવ્યુ હતુ કે જે લોકો પાઠશાળા સ્થાપવા ઇચ્છે છે તે મુસલમાન નથી આ પેહલો વિરોધ હતો જે કાલેજના સબંધમા જાહેર રીતે કરવામા આવ્યો હતો. ત્યાર પછી એક પછી એક વિરોધ જાહેર થવા માંડ્યા. કેટલાકે એમ પ્રસિદ્ધ કર્યું કે મદ્રેસામા સૈયદ એહેમદખાનની મૂર્ત્તિ અને અને તેમના મદદગારોની છબીઓ માણસના કદની કે અડધા કદની મુકવામ આવશે વળી કોઈ કહેતુ કે ત્યા નેચરીયાઓ (ઈશ્વરને નહિ માનનારા માટે અર્થ વિનાનો શબ્દ) ના ધર્મના પુસ્તકોનો અભ્યાસ કરવામા આવશે અને વિદ્યાર્થીઓને ગરદન મરડેલી મરઘી ખાવી પડશે. કેટલાક જાહેર કરતા કે ત્યા શીઆ પંથના પુસ્તકો શીખવવામા આવશે અને આ પ્રમાણે ખાટી બાબતને પુષ્ટિ આપવામાં આવશે કોઇ જણાવતુ કે જે શખસના એ વચને તેની શ્રદ્ધા હોય તેણે સ્થાપેલા મદ્રેસામા નાણું આપવુ અને પોતાની પ્રજાને કેળવણી આપવી એ મુસલમાનનુ કામ નથી કોઇનુ કહેવુ એમ થતુ કે જે નાણા એકઠાં કરવામા આવશે તે વ્યાજે ધીરવામા આવશે તથા પ્રામિસરી નોટ ખરીદવામા આવશે અને વિદ્યાર્થીઓને અંગ્રેજી પોશાક પેહેરાવવામાં આવશે. કોઇ કહેતુ કે આ ધાધલ

સૈયદ એહમદખાનની જીંદગી સુધી રહેશે, ત્યાર પછી કોઇ એવો માણુસ જોવામાં આવતો નથી કે જે એ કામ ચાલુ રાખે. આ સઘળી બાબતો વર્ત્તમાન પત્રોમાં પ્રસિદ્ધ કરવામા આવતી. ઘણાખરાં દેશી ભાષામા પ્રગટ થતા વર્ત્તમાન પત્રોમાં વિદ્યાલયની વિરૂદ્ધ લખાણો આવતાં. એકાદ વેળા એક અંગ્રેજી પત્રમા પણ એવુ લખાણ થયુ હતું. તેમ છતા થોડાંક ઉર્દુ અને લગભગ સઘળા અંગ્રેજી પત્રો તેમાં ખાસ કરીને પાયોનીયરમાં કોલેજની હિમાયત કરવામા આવી હતી

જ્યારે આ પ્રમાણે વિરોધ ચાલુ થયો અને દૈવ સજોગે તે અરસામાં એમ બન્યુ કે ઉઘરાણાનુ કામ ધીમુ પડયુ ત્યારે સર સૈયદના ગોઠીઆ નાઉમેદ થવા લાગ્યા તેથી મિત્રોને ઉત્તેજન આપવા તથા મુસલમાનોના મનમાંથી ખોટા વિચારો દૂર કરવા તથા વિરોધીઓના જવાબ આપવા સારૂ એક લાંબો લેખ તેમણે તહઝીબુલ અખ્લાકમા છાપ્યો તથા બીજાં પત્રોમા પણ છપાવ્યો. આ લખાણમા છેવટનો થોડોક ભાગ આ ઠેકાણે ઉતારી લેવામા આવે છેઃ—"હવે સમય એવો નથી રહ્યાં કે માત્ર કાગળના ઘોડા દોડાવવાથી કામ ચાલે પણ આપણી મંડળીના સભાસદોએ જાતે શેહેરે શેહેર અને જીલ્લે જીલ્લે ફરવુ, ભાષણો કરવા અને લોકોના મનમાં જુસ્સો ઉત્પન્ન કરવો જોઇએ. આ કામને માટે નવરાશ ઉપરાંત રૂપિયાની પણ જરૂર છે. કારણ કે ખરચ કર્યા વગર મુસાફરી થઈ શકે નહિ. મંડળીની કોથળીમાં જે ગયુ તે પાછુ બહાર આવતું નથી. ત્યારે મુસાફરોનું ખર્ચ અને મેહેનત અમારે પોતે કરવા પડશે. જો ખુદાની મરજી હશે તો અમે એ સઘળું કરીશુ અને જીવતા રહીશુ તો વિરોધીઓને કામ કરી બતાવીશુ. પણ એટલામા જો આખ ટકાઇ ગઇ તો આશા રાખીશુ કે મુડદાં કબરમાથી ઉઠીને કામ કરશે.

હવે સર સૈયદે ઉઘરાણા માટે વધારે પ્રયાસો કરવા માંડયા અને ઠેકાણે ઠેકાણે સબ કમિટીઓ મુકરર કરી. પોતે જાતે મોટા મોટા શેહેરોમા જઇને ભાષણો કર્યા. આનું પરિણામ ધારવા કરતાં પણ સારૂં આવ્યુ અને બહુ મોટી રકમ એકઠી થઈ.

## ડાકટર હંટરના પુસ્તક ઉપર ટીકા.

હિંદુસ્તાનના જાણીતા રાજ્યદ્વારીઓમાંના એક ડાકટર હંટરે હિંદી મુસલમાનોના ધાર્મિક વિચારોના સબધમાં એક પુસ્તક લખી બહાર પાડ્યુ તેમા એમણે પોતાના અભિપ્રાય પ્રમાણે એમ સિદ્ધ કર્યું હતુ કે મુસલમાનો એક એવી પ્રજા છે કે જે સરકારની સામે લડાઈ કરવી એ પોતાની એક ધાર્મિક ફરજ સમજે છે. અને તે કારણને લીધે કોઇ કાળે સરકારની વફાદાર રૈયત થઇ શકશે નહિ. તેથી સરકારે તેમની તરફથી નિરાંત રહેવુ ન જોઇએ.

જે સમયમા આ પુસ્તક બહાર પડ્યુ હતુ તે એવો હતો કે જ્યારે અગ્રેજોને ૧૮૫૭ નો બળવો હજુ યાદ હતો, બગાળાના વહાબીઓના કામો ચાલુજ હતા અને વળી તેજ હગામમા બંગાળાના ચીફ જસ્ટિસ નોરમન સાહેબ એક મુસલમાનના હાથે કતલ થયા હતા આવા વખતમાં ડાકટર હંટર જેવા મોભાદાર ગૃહસ્થના હાથે લખાયલા ગ્રથની અસર અંગ્રેજોના મન પર કેવી થાય અને મુસલમાનોના સંબંધમા તેમની લાગણીઓ કેવી થાય તે સમજવુ સેહેલુ છે.

જ્યારે આ પુસ્તક બહાર પડ્યુ ત્યારે સર સૈયદ પોતાની નોકરીની ફરજો ઉપરાંત મહાન વિદ્યાલયની સ્થાપના વગેરે મહત્વના કામોમા ગુંથાયલા હતા તે છતા ડાકટર હંટરે મુસલમાનો ઉપર મુકેલા તોહોમતો રદ કરવા સારૂ જોઇતા સાહિત્યો મહામુસીબતે મેળવીને મજકુર પુસ્તક ઉપર એક જબરો ટીકા લખીને પાયોનીયર પત્રના કેટલાક અંકોમા છપાવીને પ્રસિદ્ધ કરી આ ટીકામાં સર સૈયદે સ્પષ્ટ દાખલા દલીલોથી ડાકટર હંટરની ભુલો સાબીત કરી આપી છે.

સર સૈયદના રદીઆથી હિંદના અંગ્રેજ અમલદારો તથા વિલાયતના લોકો ઉપર ઘણી અસર થઇ તે અરસામા હાફિજ અહમદ હસન નામે એક જાણીતા મુસલમાન ગૃહસ્થ અને ટોંકના વકીલ લંડનમાં હતા. જ્યારે તેમને માલમ પડ્યુ કે ડાકટર હંટરના પુસ્તકથી લંડનમા મુસલમાનોની વિરૂદ્ધ લાગણી ઘણી ઉશ્કેરાઇ ત્યારે તેમણે સર સૈયદનો તમામ રદીઓ પાયોનીયર પત્રના અંકોમાંથી એકઠો કરી એક ચોપાનિયાના રૂપમાં છપાવી

દીધો અને લંડનમાં ઠેકાણે ઠેકાણે વેહેંચી આપ્યો. આથી ઉશ્કેરાયલી લાગણી શાંત થઇ ગઇ.

ઇન્ડીયન ઓબ્ઝર્વર પત્ર તા. ૧૬ મી માર્ચ ૧૮૭૨માં તેના યુરોપિયન અધિપતિએ એક લાંબો લેખ લખ્યો છે તેમાંથી થોડોક ઉતારો અહી ઉતારવામાં આવ્યો છે—"સૈયદ એહેમદ ખાનનુ ચોપાનિયુ ડાકટર હટરના દદીઆ ઉપરાંત બીજી ખુબીઓ પણ ધરાવે છે. આ એક એવા માણસનું લખાણુ છે કે જે અમારી તથા તેમના સ્વધર્મિઓની વચ્ચે એક દુભાષિયાનું કામ કરે છે સૈયદ એહમદખા ઇસ્લામ ધર્મને ખાસ ઇશ્વર પ્રણિત શ્રદ્ધા પૂર્વક માને છે અને એમની માન્યતા એવી પણ છે કે છેવટે આ ધર્મ બીજા સર્વ ધર્મો ઉપર જય મેળવશે. તોપણ સાથેસાથે તે અતઃકરણ પૂર્વક અગ્રેજી રાજ્યના મદદગાર છે. એ આ વાત સારી પેઠે સમજે છે કે જો મનુષ્ય જંગલી સ્થિતિ પ્રાપ્ત કરવા ન ઇચ્છતો હોય તો ફેરફારોનુ અસ્તિત્વ અગત્યનુ છે. ને વગર અપવાદે કબુલ કરે છે કે જો ઇસ્લામને અલૌકિક રાજ્ય સ્થાપન કરવુ હોય તો તેણે ઉન્નતિ અને સુધારા વધારાની સાથે મક્ષતા રહેવુ જોઇયે કોઇ અગ્રેજ આ પ્રકારની દલીલની વિરૂદ્ધ જઇ શકે નહિ. કારણકે તેમની તકરાર એટલી પ્રમાણ યુકત છે કે કોઈ અગ્રેજ તે પ્રમાણો તથા આધારોનો વીસમો ભાગ પણ રજુ કરી શકશે નહિ. ત્યારે જો સર સૈયદ એહેમદ એમ કહે કે ખરા મુસલમાનના ધર્મનો કોઇ પણ ભાગ એ નથી કે અગ્રેજ સરકારની સામા થવું અને મુસલમાનો ઉપર જેવી રીતે બીજા પારકા ધર્મવાળા સાથે અમુક અમુક વસ્તુ સ્થિતિનાં ધર્મ યુદ્ધ કરવું બધન કર્તા છે તેવીજ રીતે ખ્રિસ્તીઓ તથા હિંદુઓ સાથે છે. અને મુસલમાનો ઇશ્વરી આજ્ઞાથી ફરજીયાત સમજે છે કે તેઓ પણ બીજા ધર્મવાળાઓની પેઠે માણુસ જાતની સાથે ભાઇચારાનો સંબધ રાખે તો આ વિચારો અમારા આગલા વિચારોથી ગમે તેટલા વિરૂદ્ધ હોય તો પણ જ્યાં સુધી સૈયદ એહેમદખાનને ખોટા ઠરાવવા અમારી પાસે એવા ઉંચા પ્રકારની માહિતી ન હોય ત્યાં સુધી આ વાતો કબુલ રાખ્યા વગર અમારો છુટકો નથી."

" અમારો હેતુ એ નથી કે ધર્માંધપણું અને રાજ્ય વિરૂદ્ધ ગડબડ ને લીધે થતી અવ્યવસ્થા ઉપર આખમીચામણા કરીએ અથવા તેની દરકાર ન કરીએ પરંતુ હવે એવી વાતોની બીક હદ ઉપરાંત રાખવા લાગી છે. કારણ કે અંગ્રેજોના મનમા સામાન્ય રીતે આ વાત ઠસી ગઈ છે કે મુસલમાન જે પ્રમાણમા પોતાના ધર્મમા ચુસ્ત હશે તેજ પ્રમાણમા તે રાજ્યબંધારણનો મોટો વિરોધી હશે અને તે એજ વિચારમા દૃઢ હશે કે કાતો તેને તોડી પાડવુ અથવા પોતે તેથી તૂટી જવુ. અને બેશક એવા લોકો જેમની માન્યતા એવી છે કે કોઈ અંગ્રેજને અમે વાજબી કે ગેર-વાજબી રીતે મારી નાખીશુ તો અમને હમેશનુ પરલોકનુ સુખ થશે તો ખરેખાત અંગ્રેજ સરકારને માટે એવા લોકો બહુ જોખમ ભરેલા છે ત્યારે આ ઘણી શાંતિ આપનારી વાત છે કે એવા ઉંચા આધારથી જેનુ ખરાપણુ બનતા પ્રયાસે સિદ્ધ કરવામા આવ્યુ છે તેનાથી ખાત્રી આપવામાં આવે છે કે આ બીક તદન વગર પાયાની છે. અમે પણ આવા પ્રકારની વાતો વારે ઘડીએ કહી ચુકયા છીએ. પણ અમને આશા નહોતી કે અંગ્રેજી પત્રકારનો અભિપ્રાય આવા મામલાઓમા ભરોસા લાયક ગણાશે. "

આટલુ લખ્યા પછી ઇન્ડીયન ઑબઝર્વરનો એડિટર સર સૈયદના ચોપાનિયામાંથી કેટલાક ઉતારા ટાંકીને તેમના ટેકામા દલીલો રજુ કર્યા પછી આ પ્રમાણે લખે છે–"આ લખાણ ( એટલે સર સૈયદના લખાણ ) કરતા કોઇ બીજુ વધારે સ્પષ્ટ હોઇ શકે નહિ. આથી જેઓ બીકણ અને વેહેમી છે તેમની ખાત્રી થવી જોઇએ. સૈયદ એહમદખાનના ચોપા-નિયામા એવી પણ બીજી બાબતો ઘણી છે જેનુ વર્ણન જો અમારી પાસે જગા હોત તો અમે કરત. અમારા જોવામા એવુ બીજુ કોઇ પણ પુસ્તક આવ્યુ નથી જેમા આટલી થોડી જગામા મુસલમાનોના વિચારો સંબંધી આટલી વિગતવાર માહિતી આપવામા આવી હોય. હિંદના દરેક અંગ્રેજે આ ચોપાનિયુ વિચાર પૂર્વક વાચવુ જોઇએ અને અમે આશા રાખીએ છીએ કે આનો ફેલાવો પુષ્કળ થશે. આ એવા પ્રકારનુ પુસ્તક છે કે જેની જરૂર આજકાલ એવા સઘળા સાધારણ વર્ગના લોકોની જાણ માટે છે કે જે લોકો અજ્ઞાનતાને લીધે પોતાનાજ પડછાયાથી ભડકીને નાસે છે.

સર સૈયદના રદીઆ સંબંધી આ ઉપરાંત બીજા રાજદ્વારીઓએ પણ લખાણુ કર્યા છે. આ રદીઓ વર્તમાન પત્રોમાં છપાયા બાદ તેને પુસ્તકના રૂપમાં ઉર્દુ તથા અંગ્રેજીમા છાપવામાં આવ્યો. તેને એક છેડેથી બીજા છેડા સુધી વાચવાથી તેની ખરી ખુબી જાહેર થાય છે. તો પણ આ વૃત્તાતના વાચકોને તેના સંબંધી કંઈક ખ્યાલ આવે તેટલા માટે માત્ર એક બે ઉતારા ડાક્ટર હંટરમાના અને તેના આપેલા સર સૈયદના જવાબ રજુ કરીએ છીએ.

ડાક્ટર હંટર સાહેબ પોતાના પુસ્તકના ત્રીજા પ્રકરણુના અંતમાં લખે છે કે " હિંદના મુસલમાનો તરફથી ખરા દીલની વફાદારી અને પ્રીતિની મુદ્દલ અશા મને નથી એટલુજ નહિ પણ મારી મોટામા મોટી આશા એ છે કે તેઓ અંગ્રેજોની હકુમત કબુલ કરવામા ઘણુ ઠંડાપણું બતાવશે."

સર સૈયદ આ બાબત આમ લખે છે કે જો ડાક્ટર સાહેબને અમે લોકોના મુસલમાન હોવાના કારણથી એટલી નાઉમેદી છે તો હુ તેમનું ધ્યાન કુરાન શરીફની આ આયત ઉપર ખેચુ છુ" (તરજુમો-ઓ મોહમદ ! તમને માલમ પડશે કે સર્વ માણુસોમા સખત દુશમનો મુસલમાનોના યાહુદીઓ, અને મુશરેકોને અને તમને માલમ પડશે કે મુસલમાનોના સૌથી વધારે મિત્ર તે લોકો જે પોતાને ' નસારા ' કહેવડાવે છે. અને તેનું કારણુ એ છે કે ' નસારા 'માં ઘણાખરા વિદ્વાન અને સાધુ પુરૂષો છે અને તેઓ બહુ મગરૂર નથી; વળી બીજુ એકે સઘળા જાણે છે કે જેવુ કાઇ કરે છે તેવુ તે પામે છે ) ત્યારે જો મુસલમાનો રાજ્ય કરતી પ્રજા તરફથી ઠંડાપણા સિવાય બીજુ કાઇ અનુભવતા નથી તો ડાક્ટર સાહેબને મુસલમાનોના ઠંડાપણા બાબત અચબો લાગવો ન જોઇએ. અમે બન્ને કોમો એટલે ખ્રિસ્તી તથા મુસલમાનોએ હઝરત ઇસાના આ બોલ યાદ રાખવા જોઇએ કે જેવી વર્તણુકની આશા તમે બીજાઓથી રાખો છો તેવીજ વર્તણુક તમારે તેમની સાથે ચલાવવી જોઇએ.

વળી એક બીજે ઠેકાણે ડાક્ટર સાહેબે મુસલમાન વિદ્વાનોને આ પ્રમાણે પ્રશ્ન કર્યો છે, " ઓ ઇસલામની શોધ ખોળ કરનારાઓ ! તમારો અભિપ્રાય આ સંબંધમા શો છે કે જો કોઇ મુસલમાન બાદશાહ હિંદ ઉપર

એવા સમયમાં હુમલો કરે કે જ્યારે તે અગ્રેજોના કબજામાં હોય તો આ મુલકના મુસલમાનો અગ્રેજોનું રક્ષણ તજી તે દુશ્મનને મદદ આપે એ શરેની રૂયે દુરસ્ત છે ? " આ સવાલના જવાબમા સર સૈયદે શરેની રૂયે એક લાબુ વિવેચન લખ્યુ છે, તેની મતલબ એછે કે જ્યા સુધી ધર્મ સબંધી દરેક પ્રકારની સ્વતત્રતા હિંદુસ્તાનમા અમને મળતી રહે એટલે ધર્મ સંબંધી ફરજો વગર અટકાવે અમે અદા કરી શકીએ, અઝાન જેટલા જોરથી અમે ચાહીએ તે પ્રમાણે દઇ શકીએ, ધોરી રસ્તાઓ ઉપર ઇસ્લામનુ શિક્ષણ આપી શકીએ, જે પાદરીઓ ઇસ્લામ ધર્મ ઉપર ટીકા કરે છે તેમના જવાબો વગર હરકતે અમે આપી શકીએ અને કોઇ ખ્રિસ્તી મુસલમાન થવા ચાહે તો તેને મુસલમાન કરી શકીએ ત્યા સુધી અગ્રેજોનુ રક્ષણ છોડવું અને દુશ્મનને મદદ કરવી એ કોઇ પણ મુસલમાનની ધાર્મિક ફરજ નથી. અને જો મુસલમાનો એમ કરશે તો તેઓ ગુનેગાર ગણાશે કારણ કે એવા વર્ત્તનથી તેઓ તે પાકકરાર જે રાજ્ય કર્ત્તા તથા રૈયત વચ્ચે હસ્તી ધરાવે છે અને જે ઉપર મરતા સુધી અમલ કરવો એ મુસલમાન ઉપર ફરજ છે તે તોડશે.

ત્યાર બાદ સર સૈયદ લખે છે કે " જો આગળ ઉપર કોઇ મુસલમાન અથવા બીજો બાદશાહ હિંદુસ્તાન ઉપર ચઢી આવે તો તે પ્રસંગે હું બરાબર કહી શકતો નથી કે મુસલમાનો શુ કરશે કારણ કે તે માણસ ખરેખાત બહુ ઉતાવળીયો છે કે જે પોતાના અંગત મિત્રો અને સગા અને સગાસંબધીઓ ઉપરાત બીજા લોકો તરફથી કાંઈ જવાબ દઇ શકે. એટલુજ નહિ પણ મારા ધારવા પ્રમાણે તો કદાચ અગત મિત્રો અને સગાંઓ વિષે કાઇ કહેવુ પણ મુશ્કેલ છે. જે મુલકી લડાઇઓ આગલા વખતમાં હિંદમા થએલી છે તેમા બાપ દીકરાથી અને ભાઇ ભાઈથી લઢેલો છે. તેથી કોઇ શખસ કહી શકે નહિ કે કોઈ મોટા મુલકી હંગામામાં આખી પ્રજા કેવી રીતે વર્ત્તશે. મારી ખાત્રી છે કે એવી સ્થિતિમાં મુસલમાનો એજ કરશે જે તેમની રાજ્યદ્વારી સ્થિતિ તેમની પાસે કરાવશે. અને મારા સમજવા પ્રમાણે આ કડણુ સવાલ હિંદુઓ સાથે પણ એવીજ

રીતે સંબંધ ધરાવે છે કે જેવી રીતે મુસલમાનો સાથે તેથી આ સવાલ એ બન્ને પ્રજાઓથી પુછવો જોઇએ."

સર સૈયદે ડાકટર હંટરના પુસ્તક સંબંધી જે કાંઈ લખ્યું છે તેનો વિચાર આવી શકે એટલુ આગળ લખાઇ ગયુ છે. તો પણ જે શખસે રદીઓ લખ્યો તેનીજ સાથે ત્યાર બાદ ડાકટર હટર સાહેબે જે અમીરી વર્તણુંક ચલાવી તે બાબત જો વાચક વર્ગને માહિતગાર કરવામા ન આવે તો એ લાયક વિદ્વાનને ગેર ઇનસાફ કર્યા બરોબર ગણાય. મજકુર ડાકટર સાહેબે અલીગઢ મહા વિદ્યાલયના બોર્ડિંગ હાઉસમા એક ઓરડો ચણાવવાને પોતાની પદરથી દોઢ હજાર રૂપિયા આપ્યા અને સન ૧૮૮૨મા જ્યારે તેઓ ઇન્ડીયન એજ્યુકેશન કમિશનના પ્રેસિડેન્ટ હતા ત્યારે વાયવ્ય પ્રાંતની મુસાફરી દરમ્યાન પેહેલી બેઠક તેમણે અલીગઢમા કરી અને પોતાનુ છેવટનું ભાષણ મોહોમેદન કોલેજમા કર્યું તેમા સર સૈયદ અને તેમના પ્રયાસોનાં વખાણ ખુલ્લા દિલથી કર્યા અને કોલેજને અંતઃકરણ પૂર્વક આબાદી અને સફળતાની દુઆ ચાહી અને વળી જાહેર કર્યું કે જો જાન મેહેનતના થોડા વધારે એવાજ દાખલા બને તો હિંદમાં કેળવણી કમિશનની જરૂર રહે નહિ.

## અલીગઢમાં શરૂઆતની શાળાની સ્થાપના.

ફેબ્રુઆરી ૧૮૭૩મા સદર કમિટીની જે સભા બનારસમાં મળી તેમાં એવુ નક્કી કરવામાં આવ્યુ હતું કે યોજેલા મદ્રેસાની સ્થાપના એક દમ કરી દેવી જોઇએ. અલીગઢની સબકમિટીના પ્રશંસા પાત્ર પ્રયાસોને લીધે અલીગઢમાજ મજકુર મદ્રેસો સ્થાપવા ઠરાવ થયો અને તા. ૨૪ મી મે સન ૧૮૭૫ ને રોજ ખોલવામાં આવ્યો. તા. ૧ લી જુન સન ૧૮૭૫ ને રોજ વર્ગોની બાંધણી કરીને કેળવણીનુ કામ શરૂ કરવામાં આવ્યુ.

જે વિશાળ મેદાનમાં હાલ મહોમેદન કોલેજ અને તેની સઘળી ઇમારતો આવેલી છે તે જગા પહેલાં લશ્કરી છાવણીના તાબામાં હતી અને ત્યાં લશ્કરની પરેડ લેવામાં આવતી હતી. પણ કોલેજ સ્થાપન કરતી વખતે ત્યાં છાવણી નહોતી. જમીનના ટુકડા પાડીને લોકોને બગલા બાંધવા સારૂ તે આપી દેવામાં આવ્યા હતા. તે છતાં લગભગ ૭૪ એકર જમીન

'ભાગલા પાડયા વગરની રહી હતી. આ જમીનની માગણી કરવામાં આવી. તે વખતના કલેકટરે એ વાત મજુર રાખી. પણ તેમની બદલી થતાં એક પછી એક બે કલેકટરો થયા તેમનો વિરૂદ્ધ મત પડયો અને ઉપરી અમલદારો પણ તેમની સાથે એકમત થયા તેથી કોલેજની સ્થાપનાનું કામ વિઘ્નમાં આવી પડયુ અને એ વિચાર છોડી દેવો પડશે એમ જણાયુ. તેવામા સુભાગ્યે સર જોન સ્ટ્રેચી જેમનો આ કોલેજ ઉપર ઘણો ઉપકાર છે તે લેફ્ટેનન્ટ ગવર્નરની પદવી ઉપર નીમાયા. તેમની રૂબરૂ આ સવાલ રજુ થયો તે જાતે સ્વારીમાં અલીગઢ આવ્યા અને જગા જોઇ સર સૈયદ પણ બનારસથી અલીગઢ આવ્યા અને ઘણા વાદવિવાદને અતે એવો ફેસલો થયો કે કોલેજ બનાવવા માટે કમિટીને જમીન એવી શરતે આપવામા આવે કે જે મકાનો ત્યા બનાવવામા આવે તેમનો નકશો પેહેલેથી સરકારમા પસદગીને માટે મોકલવામા આવે અને કોઇ કારણસર કોઇ કાળે એવુ બને કે કોલેજ બધ કરવામા આવે તો જે મકાનો બાધેલા હશે તેના ઉપર સરકારનો કબજો થશે. આ શરતો કમિટીએ કબુલ કરવાથી મજકુર જમીન તેને સોપવામા આવી.

જ્યારે મદ્રેસાને સ્થાપન થયે એક વરસ પુરૂ થયુ ત્યારે સર સૈયદને લાગ્યુ કે હવે નોકરીથી ફારેગ થઇને મદ્રેસાના સુધારા વધારા તરફ નિરાતે ધ્યાન પોહોચાડવામા ગુથાવુ જોઇએ. તેથી પેનશન લઇને જુલાઇ સને ૧૮૭૬ મા તેમણે અલીગઢ આવીને વસવાટ કર્યો. તેમણે પોતાનો અસલ બંગલો વિલાયત જતી વખતે ઘરાણે મુકયો હતો તે તેમના દીકરા સૈયદ મેહમુદે વેચી નાખ્યો અને બીજો બગલો વેચાતો લીધો અલીગઢમા વસવસાટ નક્કી થયા પછી આ બગલામા યોગ્ય ફેરફાર કરી તેમા સર સૈયદ રહેવા લાગ્યા.

જ્યારે સર સૈયદ બનારસથી અલીગઢમા આવ્યા ત્યારે અલીગઢના આગેવાન લોકોએ તેમના માનમાં એક મોટી સભા ભરી અને તેમને માનપત્ર આપ્યું. આ માનપત્રના જવાબમા પોતાના અલીગઢના નવા કરેલા વસવાટ સબધી ઇશારો કરતા તેમણે જે કહ્યુ હતુ તે અહી ઉતારી લેવામાં આવે છે. તેમણે કહ્યું કે " આ વાત સાચી છે કે મે પોતાના તે અસલી શહેરને જ્યા મારા વડવાઓ તથા સબધીઓનાં હાડકાં અદ્યાપિ પર્યંત જમીનમાં

દટાયલાં પડયાં છે અને જ્યાં મારા ઘણા સગા વહાલા રહે છે, જ્યાંની માટીથી લોકોના ધારવા પ્રમાણે હું બનેલોછુ અને તેજ મટીમાં પાછો મળી જવાનોછુ તે શહેરને માત્ર મહાન વિદ્યાલયની પ્રીતિ, પોતાની કોમની ભલાઇ અને અલીગઢ તથા બુલન્દ શહેરના રહેવાશીઓની પ્રીતિ અને મહે-રબાનીને લીધે તજ્યુ છે. અને અહ્રી એક ગરીબ મુસાફરની પેંઠે રહેઠાણુ પસદ કર્યુ છે. કયો રસ્તો કોમની સ્થિતિના સુધારાને માટે લેવા જોઇએ તે શોધી કાઢવાનાજ ઇરાદાથી મેં દૂર દેશોની મુસાફરી માથે લીધી અને જે જોવા લાયક હતુ તે સઘળું જોયુ. હુ તમારી ખાત્રી કરૂછુ કે જયારે મેં કોઇ સારી વસ્તુ જોઇ, કોઈ સુધરેલા અને વિદ્વાન માણસોની મુલાકાત કરી, જ્યારે વિદ્વાનોની સભામાં હાજરી આપી, કોઇ સ્થળે સારા મકાનો જોયા, કાઇ ઉમદા ફૂલ જોયુ અથવા તો કોઈ રમત ગમતના મેળાવડામા હાજરી આપી કે કોઈ ખુબસુરત શખસને જોયો ત્યારે હમેશા મને મારો મુલ્ક અને મારી કોમ યાદ આવ્યા અને શોક થયો કે હાય મારી કોમ આવી કેમ નથી ? જયા સુધી બની શકયુ ત્યા સુધી દરેક પ્રસગ ઉપર મે પોતાની કોમની ઉન્નતિના ઉપયોગ સબધી વિચાર ચલાવ્યો સૌથી પેહેલો ઉપાય એજ સુઝયો કે કોમને માટે કોમનેજ હાથે એક મહાન વિદ્યાલયની સ્થાપના થાય જેનો પાયો આપનાજ શહેરમા અને આપનીજ છાયા હેઠળ નાખવામાં આવ્યો છે. ”

## પાયો નાંખવાની ક્રિયા.

સર સૈયદ અલીગઢ આવીને કોલેજના કામમા ગુથાયા તેથી કોલેજના તાબાની ઇમારતોમા ઝટઝટ વધારો થતો ગયો દરેક સ્થળે નાણાની મદદ માટે જેશબધ પ્રયાસો કરવામાં આવ્યા અને અલીગઢ માત્ર વિદ્યા-લયનુ સ્થળ થયુ એટલુજ નહિ, પણ કોમી લાગણી, એક સપ, અને ભ-લાઇઓનુ મધ્ય સ્થળ બનવા લાગ્યુ. સન ૧૮૭૭ની શરૂઆતમા કોલેજના પાયાનો પથરો અસાધારણ અને અને અણુધારેલા ભપકાથી મુકવામાં આવ્યો. પેહેલા એવુ નક્કી થયુ હતુ કે આ ક્રિયા લોર્ડ નોર્થબ્રુકને હાથે કરવામાં આવશે. પણ કાઇ ખાનગી કારણુને લીધે લોર્ડ સાહેબને વેહેલા હિંદુસ્તાન છોડવાની જરૂર પડી પછી વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર

સર જોન સ્ટ્રેચીએ એ ક્રિયા કરવાનું વચન આપ્યુ પણ સરકારી કામોના રોકાણને લીધે તેમનાથી પણ બની શક્યુ નહિ. છેવટે દિલ્હી દરબારના પ્રખ્યાત પ્રસગ બાદ આ ક્રિયા લોર્ડ લિટનના મુબારક હાથે કરવામા આવી. લોર્ડ લિટને દિલ્લીથી બાદશાહી દરબારમાંથી પરવારીને આવવાનો વાયદો કર્યો હતો તે પ્રમાણે તા. ૭ મી જાનેવારી સન ૧૮૭૭ ને રોજ લોર્ડ સાહેબ લેડી લિટન સાથે અલીગઢ પધાર્યા અને સર સૈયદના પરોણા રહ્યા ત્રીજે પોહોરે ઠગવેલે વખતે લેડી સાહેબને લઇને ક્રિયા વખતે પધાર્યા. પેહેલા સૈયદ મેહમુદે માનપત્ર વાચ્યુ અને વાઇસરોયે તેમની હમેશની સભ્ય ભાષામા જવાબ આપ્યો. પછી સર સૈયદે પાયો નાખવાની અરજ કરી અને જ્યા હાલ સ્ટ્રેચી હોલની મધ્યમા આરસપહાણનો લેખ ચોટાડેલો છે ત્યાં પાયો નાખવાની સઘળી ક્રિયાઓ યુરોપિયન પદ્ધતિ પ્રમાણે વાઇસરોય સાહેબના મુબારક હાથે કરવામા આવી

અલીગઢથી જતી વેળા વાઇસરોય સાહેબે પોતાની છબી તથા પોતે રચેલા પુસ્તકો સર સૈયદને પોતાની યાદગીરી તરીકે આપ્યા. ત્યાર બાદ સન ૧૮૭૮મા એક ચાદીના થાળી ભેટ તરીકે મોકલી તેનો નીચે પ્રમાણે લેખ હતો –

" તા ૭મી જાનેવારી સન ૧૮૭૭ને રોજ ખાસ વાઇસરોયના હાથે કોલેજનો પાયો નાખવામા આવ્યો તેની યાદગાર તરીકે તથા માન અને દોસ્તીની નિશાની તરીકે રાઇટ ઓનરેબલ લોર્ડ લિટન જી સી. બી. અને જી. એમ. એસ. આઇ વાઇસરોય અને ગવર્નર જનરલ હિંદ તરફથી મોલવી સૈયદ એહેમદખાન સાહેબ બહાદુર સી. એસ. આઈ. પ્રેસિડેન્ટ એંગ્લો ઓરીએન્ટલ અહલે ઇસલામ મુકામ અલીગઢ તા. ૧લી જાનેવારી સન ૧૮૭૮ "

સૈયદ મેહેમુદે જે સ્કીમ તૈયાર કરી હતી તેમા "કોલેજ" નહિ પણ " યુનિવર્સિટિ " શબ્દ લખ્યો હતો તેથી સરકારે વાધો ઉઠાવ્યો કે મુસલમાનો માટેની જુદી યુનિવર્સિટિને સરકાર ગ્રાન્ટ આપશે નહિ. તે' તે વિચાર તે વખતે અમલમાં મુકાયો નહોતો, તોપણ સર સૈયદના મન માંથી યુનિવર્સિટિનો વિચાર ગયો નહોતો. તેમની ખાત્રી હતી કે જ્યાં

સુધી હાલની યુનિવર્સિટિઓથી જુદા પડી મુસલમાનોની કેળવણીને માટે તેમની જરૂરીયાતોના પ્રમાણમા ખાસ રીતે બંદોબસ્ત કરવામાં નહિ આવે ત્યાં સુધી અસલી લાયકાત મુસલમાનોમા પેદા થશે નહિ. તેમની ઇચ્છા હતી કે આ વિદ્યાલયમા કેમ્બ્રીજ યુનિવર્સિટિની પેઠે ફેલોની રીત દાખલ કરવામા આવે અને જે વિદ્યાર્થીઓ ભણી રહે તેમને તેમની પસંદગીના ખાસ વિષયમાં પરિપૂર્ણતા મેળવવાને માટે ફેલોશિપ આપવી જોઇએ, અને આ પ્રમાણે પ્રજામા વિદ્વાનો અને અસલ શોધ ખોળો કરનારાઓની એક ટોળી હસ્તીમા લાવવી જોઇએ આવી યુનિવર્સિટિ લોકોએ સ્થાપવી જોઇએ અને તેમા સરકારનો હાથ ન જોઇએ. આ સમયે મુસલમાનોની સ્થિતિ એવી હતી કે સરકારે સ્થાપેલી યુનિવર્સિટિઓમાથી ડીગ્રીઓ પ્રાપ્ત કરીને નોકરીઓ મેળવવી એ તેમને માટે અવસ્યનુ હતુ. માટે સર સૈયદની યુનિવર્સિટિ માટે વિદ્યાર્થીઓ મેળવવા પણ કઠણ હતા અને લોકોનુ વલણ પણ તે તરફ ઓછુ હતુ આ કારણોને લીધે એ વિચાર પડતો મેલવો પડયો. અને કોલેજમા હાલની યુનિવર્સિટિએ મુકરર કરેલો અભ્યાસ ક્રમ દાખલ કરવો પડયો.

## નાણું એકઠુ કરવાની રીત.

કોલેજના સંબંધમા મોટી રકમ નાણું વસુલ કરવાની હતી. જેમની ઓલાદને કેળવણી આપવાને એ સંસ્થા ઉભી કરવામા આવી હતી તે મૂળથીજ અંગ્રેજી કેળવણીની વિરૂદ્ધ હતા અને વળી કોલેજ સ્થાપન કરવાની વાત શરૂ થઇ ત્યારેજ "તહઝીબુલ અખ્લાક" પણ ચાલુ કરવામાં આવ્યુ જેમા લખાતા વિષયોથી મુસલમાનો કંટાળતા હતા તેથી કોલેજના ફંડમા નાણુ આપવુ એ કામ ગુનો સમજતા હતા વર્ત્તમાન પત્રો અને ચોપાનિયાઓમા કોલેજની વિરૂદ્ધ અસખ્ય લખાણો કરવામા આવતા અને સર સૈયદને "કાફર" ઠરાવવાના ફતવા બહાર પાડવામાં આવતા. મોલવીઓ પોતાની વઅઝની સભાઓમા નાણું આપતાં લોકોને રોકતા હતા. આવી અડચણો સર સૈયદને દૂર કરવાની હતી. કદાચ કોઇને એમ લાગે કે હોદ્દાના દબાણને લીધે પૈસા વસુલ થયા હશે, પણ તેમ નહોતું. સર સૈયદે કોલેજ સ્થાપન થયા પછી એકજ વરસમાં નોકરી છોડી દીધી હતી અને

તે પહેલાં જે નાણું એકઠું થયું હતું તે ઘણું કરીને અલીગઢ, લાહોર, પટના, મિરઝાપુર અને પતીયાલામાંથી થયુ હતું. બનારસમાં જ્યાં તેઓ સરકારી અમલદાર હતા ત્યાં તેમણે પોતાના કેટલાક હિંદુ અને મુસલમાન મિત્રો સિવાય કોઇની પાસે નાણાંની માગણી કરી નહિ. એ સિવાય હિંદીઓ અને ખાસ કરીને મુસલમાનો કોમી કામોને માટે નાણું આપવાના કામથી તદન નાવાકેફ હતા જ્યાં સુધી કોઇ સરકારી અમલદારનું દબાણ અથવા ઇશારો ન થાય ત્યાં સુધી નાણું એકઠું કરવું ઘણું મુશ્કેલ કામ હતું. એવું કહેવામાં આવે છે કે વિલાયત જતાં પહેલાં એક વગા નવાબ અમ્મુજાન જે સર સૈયદના નજીકના સગા હતા તેમની સાથે વાતચીતમાં સર સૈયદે કહ્યું કે મુસલમાનોની કેળવણીને માટે દસ લાખ રુપિયા એકઠા થઇ શકે કે નહિ તે બાબત આપનો શો અભિપ્રાય છે? તેમણે ઘણો અચંબો પામીને કહ્યું કે તમે આ શી ગાંડી વાતો કરો છો? મુસલમાનો પાસેથી દસ લાખ પૈસાએ વસુલ થઇ શકેજ નહિ. આ વાત ઉપરથી ધારી શકાય છે કે તે વખતે ઉઘરાણાં સંબંધી લોકોના કેવા વિચારો હતા. એમ છતાં પણ ઓછા અચંબાની વાત નથી કે એકજ માણસના પ્રયાસેથી વીસ વરસના અરસામાં સાત આઠ લાખની ઇમારત તૈયાર થઇ ગઇ અને મદ્રેસાની આમદાની એટલી હદ સુધી પહોંચી કે તેમા વાર્ષિક ખરચ એંસો હજાર સુધી કરી શકાયું. એક ઇરાની મુસાફરે મદરેસાને જોઇને કહ્યું "ખુદાના કસમ આતો દેવકૃતિ ( મોજેજો ) દેખાય છે જે કામ એક રાજ્યથી ન બની શકે તે રૈયતમાંના એક શખસે કરી દેખાડ્યું છે." એક બાહોશ અને સત્યાગ્રહી માણસ ખંત અને હિંમતથી વળગ્યો રહેવાથી દરેક મુશ્કેલને જીતીને જે કામ કરે છે તે દેવકૃતિ જેવું મનાય છે તેનો આ અચુક પુરાવો છે.

સર સૈયદે મદ્રેસાના કામને જે યુક્તિ અને વ્યવસ્થા પૂર્વક શરૂ કર્યું તેનું સ્વાભાવિક પરિણામજ એ હતુ કે ડાહ્યા અને સમજુ મુસલમાનો તે તરફ દોરાય અને રાજ્યના મોટા મોટા ઉંચી પંક્તિના ઓધેદારો પોતાનું વલણ તે તરફ જાહેર કરે અને મદદને માટે તત્પર થાય. ધીમે ધીમે તેની અસર લોકો ઉપર પડવા લાગી. જોકે વિરોધીઓ નડતર નાંખતા

રહ્યા તોપણ કાર્યની મહત્વતા, તેને ટેકો આપનારાઓનો મોભો અને સર સૈયદની પોતાની દૃઢતા ધીમે ધીમે વિરોધને નરમ પાડતાં ગયાં. દેશની સ્થિતિ બદલાતાં લોકોના વિચારોમાં ફેરફાર થયા અને સર સૈયદ જે કાર્યને માટે નાણું લેતા તેમાંજ તે ખરચતા તેની પાકી ખાત્રી એ કારણોને લીધે વધારે ને વધારે નાણું આવતુ ગયુ.

સર સૈયદની મોટામાં મોટી યુક્તિ જેનાથી કોલેજની મોટાઈની છાપ સઘળા લોકોના મન ઉપર બેઠી અને જેનાથી કોલેજને પુષ્કળ મદદ મળી તે એ હતી કે કોલેજ તથા બોર્ડિંગ હાઉસની ઇમારતો યથાશક્તિ મોટા પાયા ઉપર બનાવવી શરૂ કરી અને મકાનો બાંધવામાં ભારે હિંમતથી કામ લીધુ જો નાણાની ઘટ પડતી તો દેવું કાઢીને પણ ઇમારતો પુરી કરતા. આ યુક્તિથી કોલેજની મોટાઇનો વિચાર લોકોના મનમાં આવવા લાગ્યો અને પોતાની આગલી જાહોજલાલીના વિચાર જે વિસારે પડયા હતા તે નવેસરથી જાગ્રત થયા. નજર કર્તાઓના મનમાં કોલેજને માટે માન ઉત્પન્ન થયુ અને દરેક માણસ તેમાં કંઇ પણ આપવાને પ્રેરાયુ. અને વળી ભાડાની ઉપજ વધતી ચાલી તે એટલે સુધી કે આસરે ૨૩ વરસના અરસામાં વાર્ષિક ઉપજ દસ હજાર રૂપિયા સુધી પોહોચી. મોટી મોટી ઇમારતો બાંધવાને માટે એવી રીત સર સૈયદે દાખલ કરી કે દરેક ઇમારતના ખરચનો અડસટ્ટો કાઢીને તેના જુદા જુદા ભાગ પાડયા અને દરેક ભાગ માટે અમુક રકમ લેવાનું જાહેર કરી દીધું. જે માણસ અમુક રકમ આપે તેનું નામ તે ઇમારત ઉપર કોતરવુ. દાખલા તરીકે કોલેજના મોટા વાડાની પથરની જાળીઓને માટે જાળીના વીસ રૂપિયા મુકરર કર્યા અને આ પ્રમાણે આખા વાડાનો મોટો ભાગ તૈયાર થઇ ગયો. બોર્ડિંગ હાઉસની પાકી હારમાળાને માટે ઓરડા દીઠ પંદરસો રૂપિયા મુકકર કર્યા. અને એક માણસ એક ઝાંપો બંધાવી આપે તો તે ઝાપાનું નામ તેજ શખસના નામથી પાડવાનું ઠરાવ્યું. સ્ટ્રેચી હોલના ઘણા ભાગ પાડીને દરેક ભાગના પાંચસેં રૂપિયા મુકકર કર્યા અને જે શખ્શોએ પાંચ પાંચસેં રૂપિયા આપ્યા તે સઘળાનાં નામ તેમાં આરસ પાહાણ ઉપર કોતર્યા. એજ પ્રમાણે બીજી મોટી મોટી ઇમારતો મોટા માણસોનાં નામથી ઉભી કરી તેનુ ખરચ

તેમના મિત્રો તથા વખાણનારાઓએ આપ્યુ. વિદ્યાર્થીઓને રહેવાનાં મકાનો દેવુ કરીને બંધાવ્યા અને તેમના ભાડાની ઉપજમાંથી થોડુંક વ્યાજમા આપવાનુ ઠરાવ્યુ અને જ્યારે કોઈ ઠેકાણેથી કંઇ નાણું મળતું તો મુડી અદા કરી દેતા.

ઈમારત ખાતા ઉપરાત કોલેજના બીજા ખરચો પુરા પાડવા સારૂ સર સૈયદે નવી નવી યુક્તિઓ ખોળી કાઢી. એક વેળા ત્રીસ હજારની લોટરી કાઢી તેમાથી દસ હજાર ઇનામ તરીકે વહેચીને વીસ હજાર કોલેજમાં જમા કર્યા. આ લોટરી ધર્મ વિરૂદ્ધ છે એવી ફરિયાદ એક વેળા એક અમીરે સર સૈયદ આગળ કરી, ત્યારે સર સૈયદે જવાબ આપ્યો કે આપણે પોતાની જાત માટે સેકડો ધર્મ વિરૂદ્ધ કામ કરીએ છીએ તેમાં કોમની ભલાઇની ખાતર એક એવુ કામ કરવામા કઇ હરકત નથી. સર સૈયદના એક મિત્ર તે વેળા હાજર હતા તેમણે જવાબ આપ્યો કે આ લોટરીનો ગુનો અમીરોને માથે છે કારણ કે તેમણે કોલેજને મદદ ન કરી તેથી આ કામ કરવુ પડયુ છે.

લોટરી ઉપરાત બીજી તદબીરો પણ પૈસા એકઠા કરવા સારૂ તેમણે ઉપયોગમા લીધી. પોતે તથા પોતાના મિત્રોએ લખેલા પુસ્તકો વેચીને તે નાણાં પણ કોલેજ ખાતે જમા કર્યા. પોતાની છબી પડાવી ને વેચી અને જે કાઇ મળ્યુ તે કોલેજ ને આપ્યુ પતીયાલાના વજીરને ઘેર પૌત્રનો જન્મ થયો અને તેજ અરસામાં સર સૈયદનુ સા જવું થતા તેમણે તેમની પાસેથી ખુશીના પાચ રૂપિયા માગ્યા. તેમણે એક યોગ્ય રકમ સર સૈયદને આપી. એમના કુટુબીઓમાથી એક જણુ મુસાફરી કરીને સહીસલામત ઘેર આવ્યા તેની મુબારકબાદી આપવા તેમને ઘેર પોતે ગયા અને સહી સલામતી બદલ રૂપિયો એક માગ્યો. તેમણે એક મોહોર આપી.

પૈસા ભરાવતી વેળા તેમને એ વિચાર નહોતો આવતો કે હું કોણ છુ? કોની પાસેથી માગું છુ ? અને કેવી રીતે માગું છુ ? અલીગઢ પ્રદર્શનમાં તેમણે પુસ્તકોની દુકાન માંડી અને પોતે જાતે વેચવા બેઠા. પ્રજાકીય વોલન્ટીયર બની તે ગળે ઝોળી લટકાવી પેની રીડિંગનો જલસો કર્યો અને સ્ટેજ ઉપર ઉભા રહીને ગજલો ગાઇ.

પેની રીડિંગનો જલસો એટલા માટે કરવામાં આવ્યો હતો કે ગરીબ વિદ્યાર્થીઓને માટે સ્કોલરશિપો સ્થાપવા કંઇ મુડી એકઠી કરવામાં આવે. જ્યારે આ જલસાની વાત ચાલતી હતી ત્યારે મિત્રોએ તેમને કહ્યું કે આવું કરવાથી લોકો મસ્કરીઓ કરશે. એમણે જવાબ આપ્યો કે લોકોની મસ્કરીની બીક રાખી હોત તો હાલ સુધીમાં જે કાંઇ થયું તેમાનું કશું થાત નહિ. લોકોના બોલવા ઉપર ધ્યાન આપો નહિ, પણ એટલું નક્કી કરી લો કે જે કરવા માગો છો તેમા ખરેખાત જાત ભાઇઓનું ભલું છે કે નહિ. જ્યારે સર સૈયદ સ્ટેજપર ઉભા થયા ત્યારે તેમણે એક અસરકારક ભાષણ કર્યું જેમાના થોડાકનો તરજુમો અહી લખવામા આવે છે તે બોલ્યા “ તે કોણ છે જે આજ મને સ્ટેજ પર ઉભેલો જોઇને અચંબો પામતો હશે ? તેજ કે જેમના મનમા કોમને માટે લાગણી નથી, તેજ કે જેમનું મન જુઠી શેખી અને જુઠી આપવડાઇથી ભરેલું છે અફસોસ તે કોમ પર જે ખરેખર શરમાવે એવી વાતોને પોતાની મોટાઇ માને અને જે કામો કોમ તથા મનુષ્ય માત્રની ભલાઇને માટે સારી નિયતથી કરવામા આવે તેમને હલકા સમજે ! અફસોસ તે કોમ ઉપર જે લોકો ધોકો દેવા સારૂ કપટના કાળા દોરાથી વણેલા પવિત્રતાના બુરખાને પોતાના મોં ઉપર નાખીને ફરે તોપણ પોતાના કદરૂપાપણા અને મનની દુષ્ટતાનો ઉપાય ન ખોળે. અફસોસ તે માણુસ પર કે જે પોતાની કોમને હલકા પણા અને ગરીબીના સમુદ્રમા ડુબકીયા ખાતી જુએ અને પોતે કિનારા ઉપર ઉભો રહીને હસ્યા કરે. પોતાના ઘરમા વગર અટકાવે એવા નિર્લજ કામો કરે કે જેથી નિર્લજપણું પોતે શરમાય એમ છતા કોમના ભલાની વાતોને ફજેતી અને ધિક્કારની બાબતો જાણે ઓ અમીરો અને પૈસાદાર લોકો ! તમે પોતાની દોલત અને જાહોજલાલીના મદમા ઉન્મત્ત થઇને એમ ના સમજતા કે કોમની નઠારી સ્થિતિ હોય તોપણ અમારાં બાળ બચ્ચાંને માટે જે જોઇએ તે છે. આવાજ વિચારો તે લોકોના હતા જે તમારી પેહેલાં થઇ ગયા પણ આજે તેમનાજ વંશજોની એવી સ્થિતિ છે કે જેમ ને માટે હું આજે સ્ટેજ પર આવીને ઉભો રહ્યો છુ. ઓ ગૃહસ્થો દરેક માણુસ કબુલ કરે છે કે કેળવણી ન હોવાને લીધે કોમની સ્થિતિ દહાડે

દહાડે નબળી પડતી જાય છે. કોમનાં છોકરાં કેળવણીનાં સાધનોની અપૂર્ણતાને લીધે નીચ થતા જાય છે. મે કોઇ ઉપાય લીધા વગર મેલ્યો નથી કે જેથી ગરીબ વિદ્યાર્થીઓને કેળવણીનુ ખરચ મળે પણ અફસોસ મને સફળતા મળી નહિ. લોકોની પોતાની પાસે મે ભીખ માગી પણ થોડી મળી. વોલન્ટીયર બનાવવા ઇચ્છયુ પણ થોડાજ તેને માટે તૈયાર થયા. અને જેમણે માથે લીધુ તે કંઇ કરી શકયા નહિ તેથી આજ હું સ્ટેજપર એટલા માટે આવ્યો છુ કે કોમના છોકરાઓની કેળવણીને માટે કઇ કરી શકુ " એટલુ અને બીજુ એવીજ મતલબનુ થોડુ કહીને ખ્વાજા હાફિઝની ગઝલો સર સૈયદે ગાઇ. તેમા બે ટુકોનો વધારો પોતાની તરફથી કર્યો જેમા કોમનેજ માટે કાળજુ ભેદી નાખે એવુ છે.

સર સૈયદે મદ્રેસાની ખાતર દરેક પ્રકારનો જાતિ સ્વાર્થ તજી દીધો હતો સન ૧૮૭૪ મા તેઓ લાહોર ગયા અને ત્યા હિંદુ મુસલમાન વગેરે સઘળી જાતોની એક દસબાર હજાર માણસોની ગંજાવર સભામા ભાષણ આપતા પોતાની સામે થતા ધર્મ સબંધી હુમલાઓ વિષે બોલતાં તેમણે કહ્યુ " ધારો કે હું એક ખરાબ આસ્થાનો માણસ છુ. પણ એ પંજાબના મહાન પુરુષો ! હ આપને પુછુછુ કે જો એક કાફર અથવા મુરતદ આપની કોમનુ ભલુ કરવા મથે તો આપ તેને પોતાના નોકર અને શુભેચ્છક ન ગણો ? તમારે માટે રહેવાને મકાન બાંધવામા જેમાં તમે આરામ લો છો અને તમારા છોકરા પોષણ પામે છે અને આપને માટે મસીદ બનાવવામા જેમા આપ ખુદાવંદ તઆલાનુ નામ લો છો તે કામમા મજુરી કરવા સારૂ ઢેડ, વાઘરી, કાફર, મૂર્તિ પૂજક, નાસ્તિક વગેરે લોકો કામે લાગે છે તે છતા તમે તે મકાન સાથે દુશ્મની રાખતા નથી અથવા તો તે મસજીદને તોડી પાડવા તૈયાર થતા નથી તો મને પણ આ મદ્રેસા બાંધવાના કામમા એક હલકો મજૂર સમજો અને મારી મેહેનતથી એક ઘર તૈયાર થવા દો અને એ કારણથી કે તેનો બાંધનાર અથવા તેમા મજૂરી કરનાર એક હલકો મજૂર છે તેને પાડી ના નાખો "

મદ્રસાને માટે નાનામા નાની રકમ પણ મોટામા મોટી રકમની ભેટની પેઠેજ ખુશીની સાથે સ્વીકારતા. એક ગૃહસ્થે નાચની સભામાં

નાણું એકઠું કર્યું. તેમાં નાચનારી તેમજ તેની સાથે વગાડનારાઓએ રકમો ભેટ આપી તેથી આશરે સો સવાસો રૂપિયા ભેગા થયા. તે ગૃહસ્થે સર સૈયદને આ હકીકત લખી જણાવી અને પુછયુ કે આવુ નાણું કબુલ રાખવામાં આવશે. સર સૈયદે કશી આનાકાની કરી નહિ અને નાણું મંગાવી લીધુ

મદ્રેસાની ખાતર તેમણે લાંબી લાંબી મુસાફરીઓ કરી. પટના, ગોરખપુર, અલાહાબાદ, મિરઝાપુર, લાહોર, અમૃતસર, પતીયાલા, હૈદરાબાદ, નીલગીરી, ભોપાળ, જબલપુર અને બીજે ઠેકાણે માત્ર મદ્રેસાને માટેજ તેઓ ગયા. લાહોર અને હૈદરાબાદ તો ઘણીવાર ગયા. આ મુસાફરીઓ દરમ્યાન હજારો રૂપિયા તેમણે પોતાની પદરથી ખરચ્યા. એમની સાથે એમના મિત્રો પણ પોત પોતાને ખરચે જતા. પણ તે તો બદલાતા રહેતા અને સર સૈયદ તો કાયમના કાયમ. તે હમેશ રીઝર્વ્ડ ડબામાં જતા. તેમા જોઇતી સંખ્યા પુરવા સારૂ વધારાની ટીકીટોનું ખરચ એ પોતાની પદરથી આપતા. એક વેળા તેમના એક મિત્રે તેમને રાજપુતાનાની મુસાફરી કરવા જણાવ્યુ. તેમણે જવાબ દીધો કે નાણાની ભીડ છે. તે મિત્ર બોલી ઉઠયા કે જ્યારે આપ કોલેજને માટે મુસાફરી કરો છો તો આપનો મુસાફરીનો ખર્ચ કમિટીએ આપવો જોઇએ. સર સૈયદે કહ્યું આ વાત હું કોઇ વખત કબુલ કરી શકતો નથી. મદ્રેસો ચાલે કે ન ચાલે પણ હું મદ્રેસા માટે ત્યારેજ મુસાફરી કરૂં કે જ્યારે મારી પાસે તે કામને માટે પુરતું નાણું હોય.

એક બીજી યુકિત જે સર સૈયદે મુસાફરી દરમ્યાન કાઢી હતી તે એ હતી કે જે મિત્રો તેમને જાફત આપવાની ઇચ્છા બતાવે તેમની પાસેથી રોકડ રકમ લઇ લેવી. આથી ફાયદો એ થયો કે ખાણા પીણામાં જેટલા પૈસા ફોકટ ખર્ચાઇ જતા તે એક સારા કામને માટે ઉપયોગમાં આવવા લાગ્યા અને કોઇ ગરીબ માણસ પણ થોડે ખરચે સર સૈયદને જાફત આપવાનું માન મેળવી શકતો.

સન ૧૮૭૨ માં હૈદરાબાદ ખાતેની તેમની પેહેલી મુસાફરી દરમ્યાન આવી મીજબાનીઓના નામે જેટલી રકમ આવી તેટલી સર સૈયદે કોલેજ

આતે જમા કરી દીધી. જ્યારે હૈદરાબાદથી તેઓ અલીગઢ પાછા આવ્યા ત્યારે એમના મિત્રોએ તેમને પાર્ટી આપવા સારૂ માણસ દીઠ વીસ રૂપિયા જમા કર્યા. આ પ્રમાણે બસો વીસ રૂપિયા ભેગા થયા. સર સૈયદે એ રૂપિયા લઇ લીધા અને કહ્યુ કે પાર્ટીનો બંદોબસ્ત હુ પોતે કરીશ મજકુર રૂપિયામા પોતાના ફાળાના વીસ રૂપિયા ઉમેરીને બસે ચાળીસની માસિક દસ રૂપિયાની બે સ્કોલરશિપો ગરીબ વિદ્યાર્થીઓને આપી દાધી. તેમના મિત્રોએ કહ્યુ કે આપે તો પોતાની સાથે અમને પણ મીજબા- નીની મોજથી બાતલ રાખ્યા માટે હવે આપની તરફથી એક જાફત આપો. આ ઉપરથી તેમના મિત્ર મોલવી મોહમદ કરીમ સાહેબે કહ્યુ કે સૈયદ સાહેબની તરફથી હુ જાફત આપુછુ. અને તેજ પ્રમાણે ધામધુમ સાથે મીજબાની થઇ.

સૈયદ મહમુદના લગ્નની ખુશાલીમાં નવાબ ઇન્તેસાર જગે સો રૂપિયા કોલેજમા ખરચવા મોકલ્યા. તે ઉપરથી સર સૈયદે ઘણી ખુશી જાહેર કરી અને વર્તમાન પત્રમાં લખ્યુ કે " મારા કેટલાક મિત્રો ચાહ્લો ન લેવાથી નાખુશ થયા પણ હુ ચાહ્લો લેવા એવી શરતે તૈયાર હતો કે એ રૂપિયા મદરેસામા ખરચવા દેવામા આવે " વળી આગળ ચાલતા લખ્યુ હતુ કે " કેટલાક મિત્રોએ ફરિયાદ કરી હતી કે શાદીમા જમણ- વાર કર્યુ નહિ. પણ હુ કાઇ જાગીરદાર કે રઇસ નથી. જો જમણ કયુ હોત તો વધારેમાં વધારે પાચસે રૂપિયા તેમા ખરચી શકત. તો તેટલી રકમ મે મદરેસા ખાતે આપી દીધી છે " પૌત્રની બિસ્મિલ્લાના પ્રસગ ઉપર પણ સન ૧૮૯૩ ની કોન્ફરન્સને ટાકણે તેમણે પાચસેં રૂપિયા મદ્રસામા આપ્યા.

હેદરાબાદની છેલ્લી મુસાફરીમા જ્યારે તે નામદાર નિઝામ સરકારની હજુરમાં ડેપ્યુટેશન લઇને ગયા હતા ત્યારે ડેપ્યુટેશનના સઘળા આસામીઓ રાજ્યના પરોણા હોવાથી જાફતની જે રકમ મિત્રો તરફથી મળી તે કોલેજ ખાતે જમા કરી દીધો નવાબ ઇન્તેસાર જગે તો આશરે હજાર રૂપિયા રોકડા આપી દીધા. પણ નવાબ મોહસિનુલ મુલ્કે મોટી ધામધુમ સાથે એક ગાર્ડન પાર્ટી આપવાની ઇચ્છા જણાવી સર સૈયદે આ વાત નાકબુલ કરી અને કહ્યું કે

રોકડ આપી દો. મોહસિનુલ મુલ્કે કહ્યું રોકડ પણ લો અને પાર્ટી પણ થવા દો. સર સૈયદે માન્યુ નહિ અને કહ્યુ કે રોકડ અને પાર્ટી બન્ને માટે જે રકમ ખરચ થવાની હોય તે રોકડ આપી દો છેવટે પાર્ટી બધ રહી અને એક હજાર રૂપિયા રોકડા સર સૈયદને મળ્યા.

મદ્રેસાની સ્થાપનાની શરૂઆતમા જે રીતથી નવાબ મુમ્તારૂલ મુલ્કને મદ્રેસાની તરફ વાળ્યા તે યાદ રાખવા લાયક છે. સર સૈયદે એક ચિત્ર દોરાવ્યુ તેમા મુસલમાનોની સ્થિતિ અને પડતીનુ વર્ણન માત્ર ચિત્ર ઉપરથી માલમ પડતુ હતુ. તે એવુ હતુ કે સર સૈયદ સમુદ્રના કિનારા પર એક ઝાડને અઢેલીને ચિંતાતુર ચેહેરે ઉભેલા છે. તેથી થોડેક છેટે મુમ્તારૂલ મુલ્ક બે મુસાહિબોની સાથે ઉભેલા છે સમુદ્રમા તોફાન છે. એક વહાણ જેમા ઘણા ઉતારૂઓ બેઠેલા તેનો ડોલ ભાગી ગયો છે અને તે ડુબવાની તૈયારીમા છે. કેટલાક માણસો પાણીમા પડી ગયા છે અને ડુબકીયા ખાય છે. એક હોડી જેમા કેટલાક માણસ બેઠેલા છે તે પેલા ડુબતા વહાણની તરફ હકારીને જાય છે. તેના નિશાન ઉપર અગ્રેજીમા "એક લાખ રૂપિયા" એમ કરીને લખેલુ છે. સર સૈયદ ફીકર અને ચિંતાના આવેશમાં કહે છે કે "નોટ સફિસ્યન્ટ" (બસ નથી) એક દૂત આકાશથી ઉતરીને હવામા અધર રહેલો છે અને એક હાથે સર સૈયદનો હાથ ઝાલીને બીજા હાથની આગળી વતી નવાબ મુમ્તારૂલ મુલ્કની તરફ ઇશારો કરે છે. અને સર સૈયદને કહે છે "પેલા ઉમરાવની તરફ જુઓ."

આ ચિત્રમાં સમુદ્ર એટલે ચાલતો જમાનો અને વહાણ એટલે મુસલમાનોની સ્થિતિ એવો અર્થ સમાયલો છે. જે હોડી વહાણના ઉતારૂઓની મદદે જતી ચીતરવામા આવી છે તેનો અર્થ કોલેજ થાય છે તેના વાવટા ઉપર "એક લાખ રૂપિયા" એમ કરીને લખેલુ છે તેની મતલબ એ છે કે તે વખત સુધી કોલેજને માટે એક લાખ રૂપિયા એકઠા કરવામાં આવ્યા હતા. સર સૈયદ જ્યારે મુસલમાનોની નબળી હાલત જોઇને પોતાના મનમાં એવુ કહેતા હતા કે મુસલમાનોને આગળ વધારવાને માટે એક લાખ રૂપિયા બસ નથી. તે વેળા ખુદાની તરફથી

એમના મનમાં એવી પ્રેરણા થતી હતી કે નવાબ મુખ્તારૂલમુલ્ક પાસેથી મદદ માગવી જોઇએ. પેલા દૂતના ઇશારાનો અર્થ એજ થાય છે.

આ ચિત્ર નવાબ મુખ્તારૂલમુલ્ક સૈયદ તુરાબઅલીખાનની હજુર મોકલવામાં આવ્યુ અને તેને જોઇને તેમના મન ઉપર ભારે અસર થઇ. એમ કહેવાય છે કે તેઓનું કહેવુ એવુ હતુ કે આ યુક્તિ સિવાય બીજી કોઇ યુક્તિથી તેમના ઉપર અસર થઇ શકત નહિ. તેમણે પોતાની ખાસ જાગીરમાથી સો રૂપિયા દર માસે આપ્યા અને પેહેલાં માસિક ત્રણુસો અને પાછળથી પાંચસો રૂપિયા નિઝામની સરકારમાથી આપવાનું ચાલુ કર્યું. ત્યાર બાદ જ્યારે નિઝામ દરબારે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે પાંચસેંને વધારીને હઝાર રૂપિયા દર માસે આપવાનો હુકમ કર્યો. વળી સન ૧૮૯૧ માં જ્યારે સર સૈયદ ડેપ્યુટેશન લઇને હૈદરાબાદ ગયા ત્યારે નિઝામે માસિક એક હજારના બે હજાર હમેશને માટે મુકરર કરી આપ્યા અને તેનો પરવાનો સર સૈયદને લખી આપ્યો. ખરેખર આ સઘળું પારણામ તેજ ચિત્રનું હતુ.

આ પ્રમાણે કોલેજને માટે નાણું એકઠું કરવા સારૂ પ્રયત્નો કરવામાં કસર રાખી નહિ. વિલાયતથી પાછા આવ્યા પછી તેઓ અઠાવીસ વરસ જીવતા રહ્યા. તે દરમ્યાન કોલેજને એવી બનાવવી કે પોતાની કોમને ઉંચા પ્રકારનુ શિક્ષણ મળે તેને માટે ઉપાયો યોજવામાંજ પોતાનો કાળ નિર્ગમન કર્યો હતો. તેમણે જાણે પોતાની બાકી રહેલી જીંદગી તેજ કામને અર્પણ કરી દીધી હતી. તેમણે કેટલીક બાબતોની પ્રતિજ્ઞા લીધી હોય એવુ જણાતું હતું. તેમણે કોલેજ સિવાય કોઈ પણ બીજા પ્રકારનું પુણ્ય દાન આપવુ બંધ કરી દીધુ હતું. લગ્ન અને મોતના પ્રસંગો ઉપર ખરચ કરવાનું તદન માંડી વાળ્યુ હતું. પોતાના ખાસ કુટુંબીઓ સિવાય બીજા કોઇ ગરીબ કે અનાથોને મદદ કરવાનું છોડી દીધુ હતું. જેટલુ બની શકયું તેટલુ તેમણે જાતે પોતાની પદરથી પણ કોલેજને આપ્યા કર્યુ અને પોતાના સગાવહાલા અને મિત્રો પાસેથી પણ અપાવ્યા કર્યુ. પોતે નક્કી કરી રાખ્યું હતું કે જે કોલેજને મદદ કરે તેનેજ મિત્ર કે સગો ગણુવો. આ કારણુથી જે એમના ખાસ મિત્રો હતા તેમાંના કોઇ જો મદ્રેસાના કામમાં બેદરકારી કરતા તો તેમને

તેઓ ઉઘાડે છોક છોડી દેતા અને પછીથી તેમની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખતા નહિ.

એક વેળા મદ્રેસાના કંઇ કામને માટે નાણું એકઠું કરવાનું કામ શરૂ કર્યું. સર સૈયદે પોતાના જુના મિત્ર મોલવી સૈયદ ઝેનુલ આબેદીન-ખાન પાસેથી પૈસાની માગણી કરી. તેમણે મ્હોં મલકાવાને કહ્યું "સાહેબ, નાણું આપનાં આપતાં તો અમે થાકી ગયા." સર સૈયદે જવાબ દીધો "અરે મિયાં! હવે થોડા દહાડામાં અમે મરી જઇશું. પછી તમારી પાસેથી કોણ નાણું માગશે?" આ શબ્દો એવી ઢબથી કહેવામાં આવ્યા કે બનેની આંખોમાંથી આંસુ આવ્યાં અને નાણું એકદમ આપી દેવામાં આવ્યુ.

એક વેળા એવું બન્યુ કે કોલેજના પ્રિન્સિપાલ મિસ્ટર થીઓડોર બેક સાહેબના પિતા જે મુસાફરી કરતા હિંદુસ્તાનમાં આવ્યા હતા તેમણે અમુક જાતની એક મોહોર મોલવી ઝેનુલ આબેદીન ખાનને આપવા માંડી તે તેમણે નાકબુલ કરી. છેવટે બને ગૃહસ્થો સર સૈયદ પાસે આવ્યા અને હકીકત કહી. સર સૈયદે નાખુશ થઇને કહ્યુ મોલવી સાહેબ મિત્રો તરફથી ભેટ ન સ્વીકારવી એ અસભ્યતા છે. તેથી તેમણે તે મોહોર લઇ લીધી. સર સૈયદે મોહોર જોવા માગી અને લઇને મદ્રેસાને ખાતે જમા કરી દીધી. એવીજ રીતે એક વેળા સૈયદ મહમુદે કાજી રજા હુસેન સાથે કોઇ વાતપર પચાસ રૂપિયાની શરત બકી. અને એવો ઠરાવ થયો કે જે હારે તે મદ્રેસામાં પચાસ રૂપિયા આપે. એવું થયુ કે સૈયદ મહમુદ હાર્યા. તેથી સો રૂપિયાની નોટ લઇને તેઓ કાજી સાહેબ પાસે ગયા અને કહ્યું કે નોટ લો અને પચાસ રૂપિયા પાછા આપો. તેમણે કહ્યું કે હુ તો મશ્કરી કરતો હતો, શરત કેવી અને રૂપિયા કેવા? વળી શરત બકવી મના છે. સર સૈયદ ત્યાં હાજર હતા. તેમણે જવાબ દીધો કે જે શરતમાં પોતાનો સ્વાર્થ ન હોય તેવી શરત દુરસ્ત છે. અને તરતજ પેટીમાંથી પચાસ રૂપિયા કાઢીને સૈયદ મહમુદને આપી દીધા અને નોટ લઇ લીધી.

આ પ્રમાણેના સેંકડો બનાવો રોજ બનતા આ નાની નાની વાતોનું વર્ણન કરવાની મતલબ એ છે કે જે કોમમાં સામાન્ય રીતે કેળવણીની કીમત ન હોય, જ્યાં દરેક કામનો પાયો અભિમાન અને સ્વાર્થપર હોય, જ્યા કોમી ઉન્નતિ અને કોમી ભલાઇના પરિણામોથી અજ્ઞાનતા હોય, જ્યાં અમીરો બેપરવા, પૈસાદાર, ઉડાઉ કે કંજુસ, વિદ્વાનો જમાનાની જરૂરીયાતોથી નાવાકિફ અને સામાન્ય લોકો અભણ અને ગરીબ હોય ત્યાં એક એવુ કામ કે જેનાથી આખી પ્રજાના કલ્યાણની ધારણા રાખેલી હોય તે કોઇ એક શખસ કરી શકે નહિ, જ્યા લગણ તે સર સૈયદની પેઠે પોતાને તે કામમાજ લીન કરી દે અને જે ફાયદા કે તે પોતાની અક્કલ, વિખ્યાતિ, લાયકાત, લાગવગ, મિત્રાચારી, પ્રયત્ન અને મેહેનતથી પોતે ઉઠાવી શકતો હોય તે તજી દઇને તે સઘળા તે કામ ઉપરજ લગાડે.

## કોલેજની ઇમારતો.

કમિટીના સૌથી વધારે ઉત્સાહી સભાસદો પણ કોલેજને માટે ઇમારતો શરૂઆતમા બાધવાની તરફેણમા નહોતા. કારણ કે શિક્ષણને માટે જોઇતી સગવડોને પોહોચી વળાય એટલુ નાણુ એકઠુ થયુ નહોતુ અને ટુંક વખતમા થાય એવી પણ આશા નહોતી એમ છતા સર સૈયદની ધારણા એવી હતી કે કોલેજના સુધારા વધારાનો આધાર દેખાવડી અને ભપકાદાર ઇમારતો ઉપર છે. એ સારી પેઠે જાણતા હતા કે કોલેજના સંગીન કામથી સઘળા માણસો જાણીતા થાય તે પેહેલા ઘણો કાળ વીતી જશે અને કેળવણીના લાભો સમજનાર માણસોની સખ્યા હમેશા ઘણી જુજ હોય છે. બેશક ઇમારતોનો ભપકો એવી બાબત છે કે જે એકદમ સઘળા જોનારના મન ઉપર ઉડી છાપ બેસાડે છે. સર સૈયદનો આ વિચાર ખરો પડયો. કારણ કે ગમે તેટલા વિરોધ છતા થોડા વખતમા ઉભી કરેલી દબદબાવાળી ઇમારતોની અસર એવી થઇ કે કોલેજની નામના આખા દેશમા વીજળીના વેગે પ્રસરી અને કોલેજનું ભુંડુ બોલનારાઓના ખુદના છોકરા તેજ કોલેજમા ભણવા સારૂ મોકલવામા આવ્યા. સરકારી અમલદારો પણ તેની મદદ કરવાને એજ કારણથી

દોરાયા. સન ૧૮૮૨ માં એજ્યુકેશન કમિશન સાથે સબંધ ધરાવતા એક યુરોપિયન ગૃહસ્થે અલીગઢના હિંદુઓએ આપેલા માનપત્રના જવાબમાં કોલેજનાં મકાનો સબંધી આ પ્રમાણે ઇશારો કર્યો હતો " જ્યારે મેં (બોર્ડિંગ હાઉસના) ઓરડાઓની તે હારને જોઇ જે તૈયાર થયા પછી આખી દુનિયામાં કદાચ પોતાની જાતમાની સૌથી ઉમદા ઇમારત થશે તો મારે આ બાબતનો વિચાર કરવો જોઇએ કે કોઇ માણસ એવો નથી કે જેના મનમાં આ મકાનોને જોઇને ભવિષ્યને માટે નવી હિમત ઉત્પન્ન ન થાય '

સર સૈયદનો વિચાર મોટી ઇમારતો બાધવાનો આ કારણથી પણ હશે કે આગળ થનાર લોકોને પોતાની પ્રજાકીય સસ્થાની મોટાઇ અને ભવ્યતા જોઇને તેને ટકાવી રાખવાનો ઉત્સાહ વધારે થાય. યુરોપના લોકોની પેઠે એશિયાના લોકોમા એવી ટેવ જોવામા આવતી નથી કે આગલા પુરૂષોએ જે સસ્થાઓ અપૂર્ણ મુકી હોય તેમને પૂર્ણ કરવી. કારણ કે ઘણી એવી અધુરી ઇમારતો આપણા દીઠામા હાલ પણ આવે છે એમ છતા ઇમારતોનુ ભવ્યપણુ એવા લોકોને પણ જરૂર પાડે છે કે જે સસ્થા ચાલુ છે તેને ટકાવી રાખવા પ્રયત્ન કરે.

આ ઇમારતો પાકી પત્થરની બાધેલી છે અને તેમા કોલેજના મદદગારો અને મુરબ્બીઓનાં નામો સભાળથી કોતરાવવામા આવ્યા છે. આ નામોમાં ઘણા નામો મુસલમાનોના છે. તેથી એ સસ્થા હમેશ મુસલમાન પ્રજાની સાથે સબધ ધરાવતી રહેશે માટે તેને કાયમ રાખવાની ફરજ પણ તેજ કોમ ઉપર રહેશે અને આશા છે કે તેઓ લાજ રાખશે. વંડાની જાળીઓ ઉપર મુસલમાનોના નામ કોતરેલાં જોઇને એક યુરોપિયન અમલદારે કહ્યુ કે " આ વંડો આ વાત જાહેર કરે છે કે જાણે મુસલમાનો એક બીજાના હાથમા હાથ દઇને આ કોલેજને ચારે બાજુએ ઘેરીને ઉભા છે કે એનાપર કોઇ આફત આવે નહિ. "

શિલા લેખ ઉપરાત બીજી ઘણી બાબતો ઉપર ઇમારતોમા ધ્યાનમા રાખવામાં આવી છે જેથી મુસલમાનોના મનમા કોલેજને માટે પ્રીતિ ઉત્પન્ન થાય. જેમકે કમાનો અસલ મુસલમાની ઢબની બનાવવામાં આવી છે.

બોર્ડિંગ હાઉસના મુખ્ય દરવાજાની ઉપર ખજૂરનું ઝાડ કોતરવામાં આવ્યુ છે જે આરબની નિશાની ગણાય છે. વળી અર્ધ ચંદ્ર અને તાજને મુસલમાનોનો અગ્રેજી હકુમત સાથનો સંબધ દર્શાવે છે તે પથર ઉપર ખોદેલા છે. કોઈ કોઈ અગ્રેજોના ભાષણો જેમાં મુસલમાનોને તેમના વડ-વાઓની મોટાઈનુ વર્ણન કરીને ચાનક આપવામા આવી હોય તેઓ તથા જે અગ્રેજ અમલદારોએ કોલેજને મદદ કરી છે તેમનાં મુબારક નામો કોતરવામાં આવ્યા છે. જેથી ભવિષ્યના લોકો વડાઈ લઇ શકે કે અમારા વડવાઓ જે તેમના ઉપર ઉપકાર કરતા તેમના તરફ કેવા આભારી અને કેવી કીમત પિછાનનાર હતા.

કેટલાક મેમ્બરોનો એવો અભિપ્રાય હતો કે ઈમારત ખાતાને માટે અમુક માસિક રકમ નક્કી કરવી. પણ સર સૈયદ જેમ બને તેમ એ કામ કરવાની તરફેણમા હતા. જો મેમ્બરોના અભિપ્રાય પ્રમાણે થયુ હોત તો આજે જે ભવ્ય ઈમારતો અલીગઢમાં ઉભી છે તેને જોવાનો પ્રસંગ આવ્યોજ નહોત જો કે સર સૈયદનુ સ્વાભાવિક વલણ પુસ્તક રચવા તરફ હતુ તે'પણ આ કામમા એમણે પોતાના સ્વભાવ વિરૂદ્ધ ઘણી મેહેનત લીધી. આ બધી ઇમારતોના નકશા સર સૈયદના મગજમાજ ઉત્પન્ન થયા કારણુ કોઇ ઇજનેર કે શિલ્પશાસ્ત્રીની મદદ લેવામાં આવી નહોતી. એ નકશા પ્રમાણે જુના ઢબના કારીગરો પાસે બેસી તેમને સૂચનાઓ આપી જાતે કામ કરાવતા. બગીચાઓ કુવાઓ પણ પોતે તાપ તડકો વેઠી જાતી દેખરેખ હેઠળ તૈયાર કરાવતા.

છેવટ ઇમારતો સબધી એટલુ કહેવાની જરૂર છે કે સર સૈયદ પોતે કોલેજના સ્થાપક હોવા છતાં તેમણે કોલેજમાં પોતાનું નામ કોઇ પણ વસ્તુ સાથે જોડાય તે વાત્ત હમેશ નાકબુલ રાખી હતી. જ્યારે કોલેજ સ્થાપન કરવાનું નક્કી થયું ત્યારે કોલેજનું નામ સર સૈયદના નામ ઉપરથી "મદ્રેસએ એહેમદીયા" રાખવાનો મનસુબો એમના મિત્રોનો હતો. પણ તે વાત તેમણે મંજુર કરી નહિ. વળી સન ૧૮૮૧ માં એમના મિત્ર હાજી મોહમદ ઇસ્માઇલખાને સર સૈયદને જણાવ્યા વગર તથા તેમની સંમતિ લીધા સિવાય કોલેજના બારણુાંની ઇમારત તેમના નામથી બનાવવા માટે

એક ફંડ ઉઘાડયું. જ્યારે આ વાત સર સૈયદના જાણ્યામાં આવી ત્યારે તેમણે પોતાના મિત્રને સમજાવ્યા કે તેવુ કામ સ્વાર્થમા ગણાશે જયારે ઘણો આગ્રહ કરવામા આવ્યો ત્યારે અદરની બાજુએ પોતાના બે મદદ ગારોની સાથે પોતાનુ નામ કોતરવા દેવાની રજા આપી. આ રજા પણ એટલા માટે આપી કે આવા બહાનાથી કોલેજની એક ઘણી જરૂરી ઇમારત બનાવવાનો જોગ આવી લાગ્યો.

કોલેજના યુરોપિયન પ્રોફેસરોએ દરખાસ્ત કરી કે યુરોપમા મોટી સસ્થાઓમા "ફાઉન્ડર્સ ડે" ( સ્થાપન કરનારનો દિવસ ) પાળવામા આવે છે તે પ્રમાણે આ કોલેજના સબધમા પણ કરવાનો રીવાજ કાઢવો. સર સૈયદે ના પાડી અને કહ્યુ કે યુરોપ અને હિંદની રીતભાતમા ફેર છે યુરોપમા એક એક માણસ લાખો કરોડો રૂપિયા પોતાની પદરના ખરચ કરીને કોલેજો તથા બીજી ઉપયોગી સંસ્થાઓ સ્થાપન કરે છે પણ અહીં તો હજારો લાખો માણસો પાસેથી રૂપિયો રૂપિયો ભેગો કરીને સસ્થાઓ હસ્તીમા લાવી શકાય છે માટે કોમને પગે ઉભી કરેલી કોલેજમા કોઇ એક માણસના નામથી આવી રસમ દાખલ કરવી એ યોગ્ય નથી તેથી "ફાઉન્ડર્સ ડે" ને બદલે " ફાઉન્ડેશન ડે " એટલે કોલેજની વરસગાઠનો દિવસ પાળવો જોઇએ.

આ પ્રમાણે વખતો વખત પોતાનીજ મેહેનતના પરિણામ સાથે પોતાનુ નામ જોડવા દેવાની નાખુશી સર સૈયદે જાહેર કરી તેનુ કારણ માત્ર એટલુજ કે આ દેશમા હજુ સુધી કંઈ પણ દેશહિતનુ કે પ્રજાહિતનું કામ નિસ્વાર્થપણે કરવાની ટેવ પડેલી નથી. લાબા કાળને અંતરે એવો કોઇ વીરલો પુરૂષ ઉત્પન્ન થાય છે તો તેનાં કામોની કીમત જેવી જોઇએ તેવી થતી નથી એટલુજ નહીં પણ તેના ખરેખરા નિસ્વાર્થપણાનાં કામોને પણ સ્વાર્થીપણાનો કલંક લગાડવામા આવે છે અને જે સારૂ કામ ઉપાડેલું હોય તેને મદદ કરવાને બદલે તેમા વાધાઓ કાઢવામાં આવે છે. રખેને કોલેજને આવી બાબતોથી કાંઇ વિઘ્ન આવી નડે એવી બીકથી સર સૈયદ આવી બાબતો કબુલ કરવાથી દૂર રહ્યા.

## કેળવણી.

કાલેજમાં પેહેલ વેહેલાં બે ખાતા રાખવામા આવ્યાં. એક તો અંગ્રેજીખાતુ જેમા યુનિવર્સિટિના અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપવામાં આવતું હતું અને બીજુ ઓરીએન્ટલખાતુ જેમા ઉર્દુ ભ'પ.ની મારફત નવી વિદ્યાઓ તથા ફારસી અને અરબીમાં નીતિશાસ્ત્રનું શિક્ષણ આપવાનો બદોબસ્ત કરવામા આવ્યો હતો. આગળ ચાલના વિદ્યાર્થીઓના માબાપોને બીજા ખાતાની કેળવણી સસારી કામોમા ઉપયોગી ન જણાયાથી તે ખાતુ ધીમે ધીમે ઘટતુ ગયુ. છેવટે વિદ્યાર્થીઓ કરતા શિક્ષકોની સંખ્યા વધી પડવાથી એ ખાતું બધ કરવાની જરૂર પડી. પણ અગ્રેજી શાખાનો વધારો દહાડે દહાડે અતિ ઘણો થતો ગયો એટલે સુધી કે આખા હિંદમા અલીગઢ કોલજના ગ્રેજ્યુએટથી સર્વ કોઇ વાકેફ છે.

## કોલેજ કલાસોની સ્થાપના.

આગળ વર્ણવેલુ છે તેમ શરૂઆતનો મદ્રેસો તા. ૨૪ મી મે ૧૮૭૫ ને રોજ ચાલુ કરવામા આવ્યો. તા. ૧ લી જાનેવારી ૧૮૭૮ થી કોલેજના વર્ગો કાઢવામા આવ્યા, અને ફર્સ્ટ આર્ટસની પરીક્ષા સુધીનુ શિક્ષણ ચાલુ થયુ. સને ૧૮૮૧ માં બી. એ. તથા એમ. એ. ને માટે વર્ગો દાખલ થયા. અને સન ૧૮૮૩ મા કાયદાનો અભ્યાસ કલકત્તા યુનિવર્સિટિના અભ્યાસક્રમ પ્રમાણે કરાવવાનુ શરૂ થયુ. હાલમા સાયન્સના શિક્ષણનો પણ સારો બદોબસ્ત કરવામા આવ્યો છે. આ કોલેજથી મુસલમાનોને આજ સુધી જે ફાયદો થયો છે અને હવે પછી થશે તેનુ વિવેચન વિગતવાર કરવાની જરૂર જણાતી નથી. કારણ કે કોલેજે જે કામ કરી દેખાડયુ છે તેથી હિંદના દરેક ભાગના લોકો સારી પેઠે જાણીતા છે.

## કુરાન શરીફનો ખુલાસો.

એમ જણાય છે કે જ્યારે સર સૈયદને મુસલમાનોમાં અંગ્રેજી કેળવણીનો ફેલાવો કરવાનો વિચાર આવ્યો તેજ વખતે એમને એ ફીકર પણ હતી કે જેમ દુનિયાની આબરૂની ખાતર મુસલમાનોને કેળવણી તરફ દોરવાની જરૂર છે તેજ પ્રમાણે અંગ્રેજી કેળવણીને લીધે ધર્મ સંબંધી

આસ્થામાં જે હાનીઓ પોહોચે છે તેથી તેઓ સારી પેઠે વાકેફ હોવાથી તેનો અટકાવ કરવાની પણ તેમને અગત્ય જણાઇ. આ વાત એમના મનમાં ઘોળાયા કરતી હતી. તેમણે સન ૧૮૭૬ મા કોલેજના વિદ્યાર્થીઓને એક ભાષણ આપ્યુ તેમાં એ બોલ્યા હતા કે "યાદ રાખો સાચામા સાચો બોલ 'લાઇલ્લાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર રેસુલુલ્લાહ" છે. આ ઉપર આસ્થા રાખ્યાથીજ આપણી કોમ આપણી કોમ છે. જો તમે સઘળુ કર્યુ અને આના ઉપર આસ્થા ન રાખી તો તમે આપણી કોમમાં રહેશો નહિ. પછી તો તમે આકાશમાના તારા થયા તો પણ અમારે શુ ? તેથી હુ આશા રાખુછું કે તમે આ બંને કામોમા નમુનેદાર બનશો અને ત્યારેજ આપણી કોમની આબરૂ વધશે."

આવી ફિકર છતાં પણ તેઓ પશ્ચિમની કેળવણી મુસલમાનોને માટે ઘણી જરૂરી સમજતા હતા. પરતુ એમની એવી ખાત્રી હતી કે ખરા ઇસ્લામને અંગ્રેજી કેળવણીથી એટલુ નુકસાન પહોચી શકતુ નથી જેટલુ ખ્રિસ્તી ધર્મને ખમવુ પડ્યુ છે. એમનુ માનવુ એમ હતુ કે જે લોકો અંગ્રેજી કેળવણીને નુકસાન કર્તા સમજે છે તે ઇસ્લામ ધર્મને એટલો કમજોર ધારે છે કે તે હાલની વિદ્યાઓની સામે થઇ શકે નહિ. એક પ્રસંગ ઉપર એમણે કહ્યું હતુ કે "આ જમાનામા સાચાં મનાતાં શાસ્ત્રો અને ફિલસૂફી યુનાની વિદ્યા જેમ હવે ખોટી ઠરી છે તેમ આગળ ઉપર થનારી શોધ ખોળોને આધારે ખોટા સાબિત થાય તોપણ હું ખાત્રીપૂર્વક કહુછુ કે મહાન્ કુરાનની સચ્ચાઇ જેવીને તેવી સાબિત થએલી કાયમ રહેશે. અને વિચાર કર્યાથી માલૂમ પડશે કે જે કાંઇ ખામી હતી તે આપણાજ જ્ઞાનની અપૂર્ણતા હતી. પણ કુરાન શરીફની સત્યતા તો જેવીને તેવી હતી."

જ્યારે યુનાની વિદ્યાનો પ્રચાર ઇસ્લામીઓમાં થયો ત્યારે યુનાની ફિલોસોફીને ઇસ્લામ ધર્મ સાથે મળતી કરવા સારૂ મુસલમાન વિદ્વાનોએ એક વિદ્યાની શોધ કરી જેનુ નામ "ઇલ્મે કલામ" છે. આવીજ વિદ્યાની આ વેળાએ પણ જરૂર હતી અને તે કામ આપણા વિદ્વાનોએ હાથ ધરવું જોઇતું હતું. પરંતુ તેમણે તો અંગ્રેજી કેળવણીની વિરુદ્ધ

પોતાનો અવાજ ઉઠાવ્યો અને જમાનાના ચાલતા પ્રવાહને રોકવાને માટે ફોકટ ફાંફા માર્યા, તેથી તેમને એ અગત્યનું કામ આરંભવાની આવશ્યકતા જણાઇ નહિ તેમજ તેમને તેને માટે ફુરસદ પણ મળી નહિ

યુનાની વિદ્યાનો પાયો મોટે ભાગે કલ્પના ઉપર હતો, પણ હાલની વિદ્યાના સિદ્ધાન્તો તો અનુભવ ઉપર રચાએલા છે. માટે તેમને ધર્મની સાથે મળતા કરવા સારૂ દલીલોની જરૂર છે જો ધર્મ આવી દલીલો ન ધરાવે તે પોતાનું મહત્વ આવી કેળવણી પામેલાઓના મન ઉપર ઠસાવી શકે નહિ.

આ અગત્યનું કામ કરવા સર સૈયદ તૈયાર થયા તેનું વર્ણન તેમના પોતાનાજ શબ્દોમા નીચે આપવામા આવ્યુ છે—

"જે સમયમાં અબ્બાસી ખલીફાઓનુ રાજ્ય પુર દમામમાં હતુ ત્યારે મુસલમાનોમાં યુનાની ફિલસૂફી અને તત્વજ્ઞાનનો બહોળો ફેલાવો થયો તેનું પરિણામ એ આવ્યુ કે ઘણા સવાલો જે ઇસ્લામની સાથે સબંધ ધરાવતા હતા તેમા લોકોને શંકાઓ ઉત્પન્ન થઇ તે સમય ઇસ્લામને માટે એવો સખત હતો કે તે નઠારામા નઠારા દુશ્મનના હુમલાથી પણ તેવુ નુકસાન ન થઈ શકે. તે વેળા વિદ્વાનોને તેનો બચાવ કરવાની જરૂર પડી તેથી તેમણે તેના પ્રયત્નો કર્યા ત્યારે મારૂ ધારવુ એમ છે કે તે સમયના જેવા હુમલા જ્યારે ઇસ્લામપર થવા માંડે ત્યારે માણસે પોતાની લાયકાત પ્રમાણે તેની સામા થવા તૈયાર થવુ જોઇએ."

"ઓ મારા મિત્રો ! તમે સારી પેઠે જાણો છો કે હાલમાં નવી ફિલસૂફીનો ફેલાવો વિશેષ થયો છે, જેના સિદ્ધાન્તો આગલા સમયના સિદ્ધાન્તો કરતાં જુદા છે માટે તે સિદ્ધાન્તો જેમ ઇસ્લામની વિરૂદ્ધ હતા તેમ આ પણ છે. પણ તે તથા આ સિદ્ધાન્તોમાં એક મોટો ફેર છે અને તે એ છે કે તે આગલા માત્ર કલ્પનાને આધારે હતા અને તે સમયના અમારા વડવાઓને કલ્પિત દલીલોના કલ્પિત જવાબો આપવા સહેલા થઇ પડતા. પરંતુ આજના સિદ્ધાન્તો અનુભવ ઉપર રચાએલા છે તેથી માત્ર કલ્પિત દલીલોથી તેમનો રદિયો થઇ શકતો નથી."

"તેથી આ સમયમાં એક નવા ઇલ્મે કલામની જરૂર છે, જેની મદદ વડે કાતો એવા સિદ્ધાન્તો તોડી શકાય અથવા તેમાં શકા ઉત્પન્ન કરી શકાય કે ઇસ્લામી સિદ્ધાન્તોને મળતા બનાવી શકાય. મારો અભિપ્રાય એવો છે કે જે લોકો પોતાની વિદ્વતાને લીધે આ કામને માટે લાયક છે તેઓ તેમા પ્રયત્ન નહી કરે તો ગુનેગાર લેખાશે."

"હુ નથી માનતો કે મારામાં એટલી યોગ્યતા છે કે ઇસ્લામના ચળકતા ચહેરા ઉપર જે કાળા ડાઘો પાછળથી પાડવામાં આવ્યા છે તે સાફ કરી શકુ, અથવા ઇસ્લામનો બચાવ કરી શકુ. આ કમ બીજા સમર્થ વિદ્વાનોનું છે. પણ જે વિદ્યા મારા ધારવા પ્રમાણે હાલની ઇસ્લામની સ્થિતિને અનુકૂળ ન આવે એવી છે તે તેનો ફેલાવો મુસલમાનોમા થતો અટકાવવાનાં પ્રયત્નો હુ કરૂ તે મારો ધર્મ છે. જ્યા સુધી મારાથી બની શકે ત્યા સુધી હુ ઇસ્લામનુ રક્ષણ કરૂં અને ઇસ્લામનો ખરો ઝળકતો ચહેરો દેખાડી આપુ. મારૂ અંત.કરણ મને એમ કહેતું હતુ કે જો હુ એમ ન કરૂ તો હું દોષિત થઈશ."

"ઓ મારા મિત્રો ! હું એમ નથી કહેવા ઇચ્છતો કે જે કાંઇ તજવીજો મેં કરી છે તે સઘળી ખરી છે. પણ જયારે મારાથી બની શકે તે કર્યા વગર મારો છુટકો નહોતો ત્યારે મારાથી બન્યુ તે મેં કર્યું છે અને કરતો જાઊંછુ. મારી ધારણા માત્ર ખુદાની તરફ છે. જો મેં ભુંડું કર્યું છે તો તે ચાહશે તો મને માફ કરશે. અને જો મેં ભલુ કર્યું છે તો તેનો બદલો હું કોઇ માણસથી ચાહતો નથી. અને એજ કારણથી લોકો મને કાફર કે નેચરી કહે તેથી હું બીતો નથી કે માઠું લગાડતો નથી. જે લોકો મને આ મારી કોશેશોને લીધે કાફર કહે છે તેમની પાસેથી મારી મુક્તિની આશા હું રાખતો નથી. જે ભલો કે ભુડો મારો મામલો છે તે ખુદાની સાથે છે જો મારાથી કંઇ ભૂલ થઇ હોય અથવા હવે પછી થાય તો મને આશા છે કે ખુદા મારા ઉપર રહેમ કરશે."

ઉપલા ઉદ્દેશને પરિપૂર્ણ કરવા સારૂ સર સૈયદે ઇસ્લામની સત્યતા સિદ્ધ કરવા માટે એક એવી કસોટી ઠરાવી કે જે દરેક ધર્મને માટે જરૂરની

છે એટલે કે તેમા કોઇ બાબત નષ્ટિના નિયમ વિરૂદ્ધ ન હોય. કારણ કે એ નિયમો ખરેખાત ખુદાનુજ કામ છે અને જે ધર્મ ખુદાએ ઉતારેલો છે તેજ ધર્મ ખુદાનો શબ્દ છે ત્યારે તેના કહેવામા તથા કરવામા ફેર ન પડવો જોઇએ.

ઈસ્લામનો પાયો કુરાન શરીફ ઉપર રચાએલો હોવાથી તેમણે તેનીજ તફસીર ( ખુલાસો ) લખવાનુ કામ શરૂ કર્યું પહેલા તો પ્રસગોપાત તહઝીબુલ અખલાકમા છુટી છુટી આયતો લઇ તે ઉપર વિવેચન કરતા. પરતુ સદરહુ ચોપાનિયુ પહેલી વાર બધ થયુ અને સરકારી નોકરીથી ફારેગ થઇને તેઓ અલીગઢ આવ્યા ત્યારથી તફસીરનુ કામ ઉપાડી લીધુ. લગભગ ½ ભાગ પૂરો થયો ત્યારે તેમને મોતનુ તેડુ આવવાથી એકામ અધુરૂ રહી ગયુ.

જે મૂળતત્વોને આધારે સર સૈયદે આ કામ શરૂ કર્યું હતુ તેમને વળગી રહીને કામ આગળ ચલાવવુ ઘણુ મુશ્કેલ હતુ. જો કોઇ બીજો માણસ હોત તો બેશક કટાળીને છોડી દેત કુરાન શરીફનું શિક્ષણ કુદરતના નિયમોને અનુસરીને છે એમ કહેવુ તો ઘણુ સહેલુ છે પણ દરેક બારીક બાબતનુ એજ ધોરણ ઉપર વિવેચન કરવુ એ સહેલી વાત નથી. સર સૈયદે આજ કારણને લીધે કોઇ કોઇ ઠેકાણે ઠોકરો ખાધી છે ખરી, પરતુ ઇસ્લામની સેવા બજાવવાની તેમની તત્પરતા તથા એવા મુશ્કેલમા મુશ્કેલ કામમાં પણ તેમના દૃઢ નિશ્ચયને માટે તો માન ઉત્પન્ન થયા વગર રહેશેજ નહી, સર સૈયદનો મૂળ હેતુ ન સમજાયાથી એમના સમયમા કેટલાક વિદ્વાનો એ તેમની વિરૂદ્ધ તફસીરો લખી અને તેમા એ મહાન પુરૂષને માટે અયોગ્ય શબ્દો પણ વાપર્યા છે. આ સઘળાનુ મૂળ અસલ મુદ્દાની અજ્ઞાનતા સિવાય બીજુ કશુ નથી. આને બદલે તો પોતાના વધારે બહોળા જ્ઞાનનો ઉપયોગ તેમણે કુરાન શરીફના શિક્ષણને આ સમયની નવી નવી વિદ્યાઓના સિદ્ધાન્તોની સાથે મળતુ કરવા અથવા તેવા સિદ્ધાન્તોને ભૂલ ભરેલા સાબિત કરવામાં કર્યો હોત તો ઇસ્લામ તેમજ ઇસ્લામીઓની મોટી સેવા બજાવેલી ગણાત; કારણ કે તે સેવાની તે સમયે

તેમજ હાલ પણ ઘણી જરૂર છે. મજકુર વિદ્વાનોએ સર સૈયદ ઉપર વિવિધ પ્રકારના પ્રહારો કર્યા તેથી કોમને કઇ ફાયદો થએલો જણાતો નથી. અંગ્રેજી કેળવણીનો ફેલાવો તો સ્વાભાવિક રીતે મુસલમાનોમા થવાનોજ હતો. તે વધારે જલદી અને સહેલાઇથી થાય એટલા માટે સર સૈયદની કોશેશો હતી. તેથી સવાલ જે નિર્ણય કરવાના હતા તે એ હતા કે અંગ્રેજી કેળવણી હાનિકારક છે કે લાભકારક છે ? જો હાનિ કરનાર હોય તો એનો ફેલાવો થતો અટકાવી શકાય એવો હતો કે નહી ? અને જો અટકાવ ન થઇ શકે એવો હતો તો હાનિના અટકાવ માટે સર સૈયદે જે પગલાં ભર્યા હતાં તે યોગ્ય હતાં કે નહીં ? જો યોગ્ય ન હોય તો તેમાં ખામીઓ શી હતી ? અને તે સિવાય બીજી કઇ રીતે એ હેતુ પાર પડી શકે તેમ હતુ ? આ બાબતો ઉપર વિવેચન કર્યું હોત તો કોમને ઘણો ફાયદો થાત અને આ અતિ અગત્યના વિષયનો છેવટનો નિકાલ આવી જાત અને હાલ જે વ્યર્થ પ્રહારો અંગ્રેજી કેળવણીના હિમાયતીઓ ઉપર કરવામાં આવે છે તેનો પણ અંત આવત.



# પ્રકરણ ૬ ઠું.

સન ૧૮૭૮ માં લોર્ડ લિટને સર સૈયદને વાઇસરોયની કાયદા બાંધનારી સભાના મેમ્બર નીમ્યા. અને બીજી વાર લોર્ડ રિપને તેમને તેજ સભામા નીમ્યા. વાઇસરોયની કાયદા બાંધનારી સભામાં દેશી સભાસદ નીમવાની હીલચાલ પહેલાં એમણેજ કરી હતી. તેથી જ્યારે એમની પોતાનીજ પહેલ વહેલી નિમણૂંક થઇ ત્યારે તેમણે ત્યાં ઘણા ઉત્સાહથી દેશના લાભાર્થે કામ કર્યુ એ પહેલાજ મેમ્બર હતા કે જેમણે કાયદાના ખરડા રજુ કર્યા અને તે પસાર થઇને કાયદા થયા.

માહે સપ્ટેમ્બર ૧૮૭૯ મા શીતળા ફરજીઆત કઢાવવા બાબતના કાયદાનો ખરડો સર સૈયદે કાઉન્સિલમા રજુ કર્યો. તે વાયવ્યપ્રાંત, અયોધ્યા, મધ્યપ્રાત, બ્રિટિશ બરમા, આસામ, અજમેર અને કુર્ગ તથા લશકરી છાવણીઓને લાગુ પાડવાનો હતો. આ ખરડો રજુ કરતી વખતે સર સૈયદે એ સવાલની સઘળી બાજૂઓ ઘણી બારીકીથી તપાસી જોઇ છે અને ઘણુ વિદ્વતા ભરેલુ વિવેચન કર્યું છે.

આ ખરડો ઘણા થોડા ફેરફાર સાથે એજ સાલમાં પસાર કરવામા આવ્યો

બીજો ખરડો કાજીઓની નીમનોક બાબતનો હતો તે પણ સન ૧૮૮૦મા પાસ થઇ ગયો.

આ ખરડાની મતલબ એ હતી કે ઇસ્લામી રાજ્ય અમલમાં કાજીઓનો દરજો જજ અથવા મેજીસ્ટ્રેટ જેવો ગણાતો હતો તેવો દરજો અંગ્રેજી હકૂમતમાં રહ્યો ન હતો, તે છતા તેમની પાસે થોડાંક કામો જેવા કે દસ્તાવેજો તૈયાર કરવા અને તેમના ખરાપણાની ખાત્રી કરવી, નિકાહ તથા તલાક (છૂટા છેડા) ની સભાઓમાં પ્રમુખ પદ લેવુ, વગેરે સન ૧૭૯૩ થી ૧૮૨૭ સુધી રહેવા દેવામાં આવ્યાં હતાં પણ ધીમે ધીમે તે કામોની સંખ્યા ઘટતી ગઇ અને આખરે સન ૧૮૬૪ મા કાજીની નીમનોક સબંધના સઘળા કાયદા રદ કરવામાં આવ્યા. અને

એમ ઠરાવવામાં આવ્યુ કે કાજીઓની નીમનોક હવે પછી સરકાર તરફથી કરવામાં આવશે નહિ પણ જો લોકો કોઇ ધાર્મિક કામ કરવામા કાજીની માગણી કરે તો તેમણે તે કામ પોતાની તરફથી કરવુ. તોપણ કેટલાક લોકો તરફથી કાજી વગર અડચણો પડતી હોવાની અરજીઓ સરકારમાં મોકલવામા આવતી રહેતી હતી. આ બાબતના ખાસ માગણી મદ્રાસ ઇલાકાના મુસલમાનો તરફની હતી.

આ ઉપરથી સર સૈયદે ખરડો રજુ કર્યો કે સરકારે કાજીની નીમનોકનો અધિકાર પોતાની પાસેથી કાઢી નાખ્યો હતો તે પાછો લેવો અને જ્યા જરૂર જણાય ત્યા તે અધિકાર ચલાવવાની સત્તા સ્થાનિક સરકારોને આપવી. આ ખરડો પસાર થયો.

મુસલમાન જાગીરદારોની જાગીરો વારસામા વહેચાઇ જવાથી અથવા દેવાના કારણે વેચાણ થવાથી છેવટે નાબુદ થતી અટકે તેવા ઇરાદાથી સર સૈયદે કુટુંબને લગતા વકફના કાયદાનો ખરડો તૈયાર કર્યો. આ ખરડો સભામા રજુ થતાં પહેલાં કેટલાક મુસલમાન ગૃહસ્થોએ એની વિરૂદ્ધ અવાજ ઉઠાવ્યો તોપણુ કાયદાની અમુક બારીકીઓને લીધે તે ખરડો રજુ થઇ શકયો નહિ

સર સૈયદ જ્યાં સુધી ધારાસભામાં રહ્યા ત્યાસુધી તેમણે અસાધારણ લાયકાતથી કામ કર્યુ. તેમને અંગ્રેજી આવડતુ નહોતુ તેથી જે અગત્યની બાબત સભામાં રજુ થતી તેનો ઉર્દુમાં તરજુમો કરાવી સારી પેઠે સમજી લેતા ત્યાર પછી તે વિષય ઉપર પોતાનો અભિપ્રાય ઉર્દુ ભાષામાં લખી તેનો અગ્રેજી તરજુમો કરાવતા. જો બાબત ટુકી હોય તો તે અંગ્રેજીને ઉર્દુ અક્ષરોમાં લખી મોઢે ગોખી લેતા અને સભા રૂબરૂ ભાષણ કરતા. લાબા વિષયો સભાના સેક્રેટરી ને વાંચવા આપતા. એમના આવા ભાષણો ઘણી વિદ્વતાવાળાં છે અને તેમાનાં કેટલાંકનાં વખાણ લોર્ડ લિટન તથા લોર્ડ રિપન વગેરે હાકેમોએ વખતોવખત કરેલા છે.

લોર્ડ રિપનના રાજ્ય અમલ દરમ્યાન સર સૈયદે પોતાની મેમ્બર તરીકેની મુદ્દત પૂરી થતાં પહેલાં મદ્રેસા વગેરે કામોના રોકાણને લીધે તારથી રાજીનામું આપી દીધુ. પણ ત્યાર પછી જ્યારે વાયવ્ય પ્રાંતોમાં ધારાસભા

નીકળી ત્યારે તેમને તેમા મેમ્બર તરીકે નીમ્યા અને જ્યાં સુધી ઘડપણ તથા મદ્રેસાના રોકાણોને લીધે કામ કરવાને અશકત થયા ત્યાં સુધી ચાલુ રહ્યા.

## એજ્યુકેશન કમિશન રૂબરૂ શાક્ષી.

સન ૧૮૮૨મા જ્યારે સર સૈયદ ધારાસભાના મેમ્બર હતા ત્યારે તેમની શાક્ષી એજ્યુકેશન કમિશનની રૂબરૂ લેવામા આવી હતી. એ શાક્ષી અલીગઢ ગેઝેટના કેટલાક અંકોમા છપાએલી છે. તે વાચવાથી માલૂમ પડે છે કે કેળવણીની બાબતમા તેમનું જ્ઞાન કેટલુ બહોળું હતુ.

પહેલા તો સર સૈયદ કમિશનના મેમ્બર મુકરર કરવામાં આવ્યા હતા. પણ કમિશનની કામ કરવાની પદ્ધતિ તેમના અભિપ્રાયથી વિરૂદ્ધ હતી. એક રીત એવી હતી કે મેમ્બરોને કોઇ પણ કામની ખબર પહેલેથી આપવામાં આવતી નહોતી બધા ઠરાવો એકી વેળા રજુ કરવામાં આવતા, અને મેમ્બરોને તે ઉપર વિચાર કરવા સારૂ જોઇતો વખત આપવામાં આવતો નહોતો બીજી રીત એવી હતી કે ઠરાવો ઉપર જે તકરાર કરવામાં આવતી તે લખી લેવાતી નહોતી. તેથી તેમણે એકાદ બેઠક પછી પ્રમુખને કહ્યુ કે મારા ધારવા પ્રમાણે મેમ્બરોને પહેલાથી ખબર આપવી જોઇએ કે કઇ તારીખે કઇ બાબત હાથ ધરવામા આવશે, જેથી તેમને તે ઊપર વિચાર કરવાને પુરતો વખત મળે, અને જે તકરારો થાય તે લખી લેવી જોઇએ. પણ પ્રમુખ સાહેબ આ બન્ને વાતો કબુલ કરી શકયા નહીં અને બોલ્યા કે હાલમાજ કામનો બોજો એટલો ભારે છે તો જો એમ કરવામા આવે ત્યારે કામ બહુ વધી પડે. આ ઉપરથી સર સૈયદે રાજીનામુ આપ્યુ જય રે આ વાત લોર્ડ રિપનની જાણમાં આવી ત્યારે તેમણે પોતાને બદલે સૈયદ મેહમુદને મેમ્બર થવા સર સૈયદને સૂચના કરી તેથી સૈયદ મેહમુદ નીમાયા અને સર સૈયદે શાહેદી આપી.

સર સૈયદની શાક્ષીમાં કેળવણી સંબધી જે અભિપ્રાય દર્શાવ્યો છે તેનો થોડોક નમુનો અત્રે રજુ કરવામાં આવે છે—

"પશ્ચિમ તરફની વિદ્યાની કેળવણી અંગ્રેજી ભાષા કરતાં દેશી ભાષામાં આપવી વધારે ફાયદાકારક થશે ?" આ સવાલનો જવાબ તેમણે

આ પ્રમાણે અ.ગ્લો—ને વર્નાક્યુલર અને અંગ્રેજી પ્રાયમરી તથા મિડલ સ્કુલોમા જેમની મતલબ વિદ્યાર્થીઓને ઉચી કેળવણીને માટે તૈયાર કરવાની નથી તેમા પાશ્ચાત્ય વિદ્યાઓનુ જેટલુ જ્ઞાન આપવામા આવે છે તેટલુ દેશી ભાષામા આપવામા આવે તો બેશક દેશને તે લાભ કર્તા છે, પણ અગ્રેજી પ્રાથમિક નિશાળોમા જે એટના માટે સ્થાપવામાં આવી છે કે ઉંચી કેળવણીને મટે તે પગથિયા રૂપ થઈ પડે તો તેમા દેશી ભાષાની મારફત યુરોપિયન વિદ્યાઓનુ શિક્ષણ આપવુ એ કેળવણીને બરબાદ કરવા જેવુ છે. હુ કબુલ કરૂ છુ કે હુ તેજ માણસ છુ જેણે સૌથી પહેલા આ બાબનનો વિચાર કર્યો હતો કે યુરોપી વિદ્યાનુ શિક્ષણ દેશી ભાષાની મારફત દેશને માટે વધારે લાભકારક થશે હુ તેજ માણુસ છુ જેણે લોર્ડ મેકાલેના સન ૧૮૩૫ના મિનિટ પર ટીકા કરી હતી કે તેમણે પૂર્વની કેળવણીમા ખામી કહી અને પશ્ચિમની કેળવણી તરફ લોકોને દોર્યા. અને આ બાબતનો વિચાર કરવામા પછાત રહ્યો હતો કે દેશી ભાષાઓની મારફત યુરોપી વિદ્યાએનો ફેલાવો હિંદના વતનીઓને ફાયદો પહોચાડી શકશે કે નહી ? મે પોતાના અભિપ્રાયને માત્ર અભિપ્રાય ઉપરજ અટકાવ્યો નહીં પણ તેને અમલમાં લાવવાનો પ્રયત્ન કર્યો, ઘણી ચર્ચાઓ જુદી જુદી સભાએ મા કરી આ વિષય ઉપર ઘણા લેખો લખ્યા, સ્થનિક તથા વડી સરકારોને અરજીઓ મોકલી અને એજ ઉદ્દેશને માટે સાયન્ટિફિક સોસાયટી નામે એક સોસાયટી અલીગઢમા સ્થાપન કરી જેણે કેટલાક વિદ્યા અને ઇતિહાસના પુસ્તકોના તરજુમા અંગ્રેજીમાંથી દેશી ભાષામાં કર્યા પણ છેવટે મને મારી ભૂલ કબુલ કરવી પડી એક પ્રખ્યાત લિબરલ રાજ્યદ્વારી પુરૂષનુ કહેવુ મારે મજુર રાખવુ પડયું અને તે એ હતુ કે જે કઈ અમારા જમાનાના હિંદીઓ ગમે તો હિંદુ હોય કે મુસલમાન તેમને જરૂરનુ છે તે એ છે કે તેઓ તે વિદ્યા અને શાસ્ત્ર તરફ લક્ષ દોડાવે જે તેમના પોતાના સમયનો તથા તે મજબુત કોમનો જીવ છે અને જે સઘળી વિદ્યા તથા શક્તિનો ખજાનો છે. હુ લોર્ડ વિલ્યમ બેન્ટિકની રાજ્યનીતિની સત્યતા સમજી ગયો કે હિંદવાસીઓમાં યુરોપની વિદ્યા કળાનો વધારો કરવો એ સરકારનો ઉચો મુદ્દો હોવો જોઇએ.

એવું કહેવામા આવે છે કે કોઇ પણ દેશ કાંઇ પણ વિદ્યામાં વૃદ્ધિ

કરી શકે નહીં, જ્યા સુધી તે વિદ્યા તે દેશની પોતાની ભાષામા: આવી ગઇ નહોય; પણ આ વચનમાં એક મોટી બાબત જે ખરેખરી રીતે તેનો અગત્યનો ભાગ છે તે છોડી દેવામા આવી છે તે ઉમેરના આ પ્રમાણે કહેવું જોઇએ કે કોઇ પણ દેશ કોઇ પણ વિદ્યામા જ્યા સુધી તે વિદ્યા તે દેશના નેતાઓની ભાષામા ન આવી ગઇ હોય ત્યા સુધી વૃદ્ધિ કરી શકે નહી. હિંદમા જે ભાષા રાજ્ય કરનારી ભાષા છે તે વર્નાકયુલર નથી તેથી આ દેશમા વર્નાકયુલર ભાષાની મારફત કોઇ પણ વિદ્યા વધારો કરી શકે નહી. ઇતિહાસમા આ બાબતનો કોઇ દાખલો જડતો નથી કે કોઇ એવી ભાષા કે જે ભાષા રાજ્યકર્તાઓની ભાષા ન હોય અને તે ભાષામા કોઇ પણ પ્રજાએ વિદ્યામા વધારો કર્યો હોય.

"ગ્રાન્ટ ઇન એઇડનો જે કાયદો હાલ અમલમા છે તે પુરતો છે કે નહીં? આ સવાલનો જવાબ તેમણે આ પ્રમાણે આપ્યો કે એક હાઇ સ્કુલના સ્ટાફમા જો એક યુરોપિયન હેડ માસ્ટર અને તેના હાથ હેઠળના શિક્ષકો યુનિવર્સિટિના ગ્રાજ્યુએટો તથા સેકડ લેન્ગ્વેજ એટલે બીજી ભાષા અરબી, ફારસી અને સંસ્કૃતને માટે ત્રણ લાયક શિક્ષકો ન હોય તો તે સ્ટાફ પુરતા લાયક ગણાય નહીં. અને આવી નિશાળ માસિક નવસો રૂપિયાથી ઓછે ખરચે ચાલી શકે નહી હવે આપણે જોવુ જોઇએ કે ચાલુ નિયમો પ્રમાણે આવા પ્રકારની નિશાળને કેટલુ ગ્રાન્ટ મળી શકે છે. એ નિયમોમા એવી શરત છે કે જે છોકરાઓ અંગ્રેજી શીખતા હોય તેમની સરાસરી હાજરી ઉપર છોકરા દીઠ માસિક રૂ૧ાાથી વધારેનુ પ્રમાણુ આપવું ન જોઇએ. ત્યારે હવે ઉપર બતાવી એવી નિશાળમાં અંગ્રેજી શીખનારાઓની સખ્યા જ્યાં સુધી ત્રણસોની ન થાય ત્યાં સુધી ખરચના અડધા ભાગ જેટલુ ગ્રાન્ટ મેળવવાની આશા રાખી ન શકાય.

મારા અભિપ્રાય પ્રમાણે ગ્રાન્ટની રકમ વિદ્યાર્થીઓની સખ્યા ઉપર નહી પણ જે કેળવણી આપવામા આવે તેના ગુણ પ્રમાણે મળવી જોઇએ. અમુક નાની સખ્યામા વિદ્યાર્થીઓને ઉમદા શિક્ષણ આપવું એ ઘણા વિદ્યાર્થીઓને અપૂર્ણ કેળવણી આપવી તેના કરતા ઘણુંજ ઉત્તમ છે.

કમિશનના એક મેમ્બર મી. પીઅરસને પૂછયુ કે હિંદુસ્તાનના મ-

જૂરીઆ લોકો આ બાબત વિષે ઠરાવ ઉપર આવી શકશે કે જે પ્રકારની કેળવણી સરકારી નિશાળોમા અપાય છે તે તેમના છોકરાઓને માટે પુરતી છે કે નહીં ? સર સૈયદે તેના જવાબમા કહ્યુ કે તેમને આવા સવાલો ઉપર વિચાર કરવાની નવરાશ નથી

બીજો સવાલ પૂછવામા આવ્યો કે કેળવણીના ઉત્તેજનની ખાતર કેળવણી દરબારો બાબત આપનો શો અભિપ્રાય છે ? તેનો જવાબ તેમણે આ પ્રમાણે આપ્યો કે એવા દરબાર ખાલી ભપકા સિવાય બીજા કશા ફાયદાના નથી.

ઉપલા થોડાક નમુના ઉપરથી જણાશે કે સર સૈયદે કેળવણીના અગત્યના વિષય ઉપર કેટલો વિચાર કર્યો હતો.

## મોહોમેડન સિવિલ સર્વિસ ફંડ એસોસીએશન.

સન ૧૮૮૩મા સર સૈયદે મોહોમેડન સિવિલ સર્વિસ એસોસીએશન નામની સભા સ્થાપન કરી એની પહેલા સન ૧૮૬૮મા જ્યારે સાયન્ટિફિક સોસાયટીને સ્થાપન થએ કેટલીક મુદ્દત થઇ હતી ત્યારે તેમને એવો વિચાર આવ્યો હતો કે સઘળા હિંદુ મુસલમાનોને કેળવણી અર્થે યુરોપની મુસાફરી કરવાને માટે તૈયાર થવા સારૂ એક સભા સ્થાપવી જોઇએ, અને તેના સભાસદો પાસેથી માસિક રૂ૨) ફી લેવી જોઇએ અને તે રકમ યુરોપ જવાના ફંડ તરીકે એકઠી કરી રાખવી જોઇએ. પણ આ યુક્તિ ફળીભૂત થઇ નહીં; કારણ કે તે વેળા હિંદુઓ યુરોપની મુસાફરીને ધર્મ વિરૂદ્ધ ગણતા હતા, અને મુસલમાનોમા પણ આવાજ પ્રકારના વહેમ હતા. એ ઉપરાંત તે મુસાફરીમાં મુશ્કેલીઓ પણ ઘણી હતી. પણ સન ૧૮૮૩ મા યુરોપ આવજાનો રસ્તો ખુલ્લો થઈ ગયો હતો અને હિંદીઓના દીકરા કેળવણી લેવા ત્યાં જવા લાગ્યા હતા. પણ ખસુસ કરીને મુસલમાનોને માટે તે વેળા વિલાયત જઈ સિવિલ સર્વિસની પરીક્ષામાં પાસ થવુ મુશ્કેલ હતું એમનું ધારવુ એમ હતુ કે જ્યાં સુધી અમુક કોમ રાજકાજમાં હિસ્સો ધરાવતી નથી ત્યાં સુધી તેની આબરૂ ગણવામા આવતી નથી. પૈસાદાર મુસલમાનોની સ્થિતિ એવી હતી કે તેમને પોતાનાં બચ્ચાંની કેળવણીની ફીકર નહોતી. તે વેળા સિવિલ સર્વિસના નિયમો પ્રમાણે ૧૯ ( ઓગણીસ ) વરસની

ઉમરમાં જઇને મજકુર પરીક્ષામા પસાર થવું પડતુ હતું. પણ અમીરોના દીકરાઓ તો તે ઉમર સુધી બચપણની સ્થિતિમા રહેતા હતા. અલબત સાધારણ સ્થિતિના લોકોને આ સબની કાળજી હતી પણ વિલાયતનુ ખરચ પુરૂ પાડી શકે એવી હાલતમા તે હતા નહી, આ કારણોને લીધે સર સૈયદે આ સભા ખસુસ મુસલમાનોને માટે સ્થાપન કરી અને ધાર્યું કે જો ઓછામા ઓછા પાચસે મુસલમાન મેમ્બરો માસિક બે રૂપિયા આપનાર એકઠા થઈ શકે તો તેનાથી એક હજાર રૂપિયાની ઉપજ થઈ જશે અને તે ફડમા જમા કરી શકાશે તેથી જે મુસલમાન વિદ્યાર્થીઓ પોતાની પદરથી વિલાયતનો સઘળો ખરચ ન કરી શકતા હોય તેમને તેમાથી થોડી ઘણી મદદ કરવામા આવે, તથા અલીગઢ કોલેજમા એક ખાસ કલાસ કાઢવામા આવ્યો કે તેથી સિવિલ સર્વિસની પરીક્ષા આપવામાં મદદ મળે

જો કે આ વર્ગનુ નામ સિવિલ સર્વિસ કલાસ પાડવામાં આવ્યુ હતું તોપણ તેમા નીચે પ્રમાણે અભ્યાસ કરનારાઓને મદદ કરવામાં આવતી હતી– (૧) સિવિલ સર્વિસની સ્પર્ધાની પરીક્ષા (૨) વિલાયતની કોઈ પણ યુનિવર્સિટિની ડીગ્રીની પરીક્ષા (૩) કોઇ પણ ધધાની પરીક્ષા જેવી કે બારીસ્ટરની, ડાકટરી અથવા ઈજનેરી ડિપ્લોમા.

આ સભાનો વધારે ફેલાવો કરવા માટે ઉત્તર હિંદુસ્તાનના દરેક જીલ્લામા સબ કમિટીઓ સ્થાપન કરવાનો તેમણે ઇરાદો કર્યો. પણ આ સઘળી મહેનતનુ પરિણામ માત્ર એ આવ્યું કે ૨૯૯ મેમ્બરો શામિલ થયા અને થોડીક મુદ્દત સુધી માસિક રૂપિયા આપતા રહ્યા અને કેટલાકોએ થોડુ ઘણુ ડોનેશન પણ આપ્યું. પરંતુ છેવટે સઘળાં માસિક તથા વાર્ષિક ઉઘરાણાની જે વલે થાય છે તે એની પણ થઇ અને રૂપિયા આવતા બધ થયા

આ સભાની આમદાનીમાંથી રૂ૪૧૦૦) એકતાળીસસે એકઠા થયા. તે રકમ મેમ્બરોની મજુરી લઇને સર સૈયદે અલાહાબાદ બેકમાં અનામત મૂકી દીધી.

## મોહોમેડન એસોસીએશન અલીગઢ.

એજ સન ૧૮૮૩ની સાલમાં સર સૈયદે અલીગઢના જાગીરદારોની

સંમતિથી એક સભા સ્થાપી જેના મુદ્દાઓ ઘણા સારા હતા અને તેનું ચાલુ રહેવુ પણ કાઇ મુશ્કેલ નહોતું, કારણકે તેના હેતુઓ જીલ્લાના જાગીરદારોને પસદ પડે એવા હતા. પણ સર સૈયદ કોલેજના કામમાં બહુજ રોકાએલા હોવાને લીધે આ સસ્થા તરફ ધ્યાન આપી શકયા નહી, તેથી થોડીક મુદ્દત પછી તે છેક નરમ પડી ગઇ અને હવે માત્ર તેનુ નામજ રહી ગયું છે.

## મોહોમેડન એજ્યુકેશનલ કોન્ફરન્સ.

સન ૧૮૮૬ મા સર સૈયદે મોહોમેડન એજ્યુકેશનલ કોન્ફરન્સ સ્થાપન કરી. કોલેજની સ્થિતિ કઇક સતોષકારક થઈ ત્યારે સર સૈયદને વિચાર આવ્યો કે આ કોલેજ દરેક રીતે સપૂર્ણ થઈ જાય તોપણ આખા મુસલમાન પ્રજાની કેળવણીના સવાલનો આથી છેડો આવતો નથી. અને એક કોલેજ ૭ કરોડ મુસલમાનોની કેળવણીને મટે પુરતુ સાધન ન ગણાય. એ ઉપરાત મુસલમાનો જે હિદુસ્તાનના દૂર દૂર ભાગોમા ફેલાએલા છે ને એક બીજાની સ્થિતિથી તદ્દન અજાણ છે, તેમજ કોઈ બીજુ સાધન એવુ નથી કે જે વડે જુદા જુદા પ્રાત અને જીલ્લાઓના રહેવાસીઓ કોઇ કાળે એકમેકના સબધમા આવે, પોતાના વિચારોની આપ લે કરે અને અમુક જીલ્લાની કે પ્રાતની વર્તની ચઢતી કે પડતી સબધી આખી કોમ વાકેફ થઇ શકે. મુસલમાનો જે એક પ્રજા હોવા છતાં જુદી જુદી કોમો જેવા થતા જાય છે તેઓમા કોમી સપ અને કોમી લાગણી ફેલાવવી એ જરૂરનું છે. આ વિચારોને લીધે આ કોન્ફરન્સ સ્થાપન કરવામા આવી અને તેની પહેલી બેઠક તા ૨૭ મી ડિસેમ્બર સન ૧૮૮૬ અલીગઢ મુકામે મોહોમેડન ઓરીએન્ટલ કોલેજના મકાનમાં કરવામા આવી.

આ કોન્ફરન્સના હેતુઓ નિચે પ્રમાણે મુકરર કરવામાં આવ્યા —

(૧) મુસલમાનોમાં પશ્ચિમની કેળવણીને ઉંચે દરજે ચઢાવવાનો પ્રયત્ન કરવો.

(૨) મુસલમાનોની કેળવણીને માટે જે અંગ્રેજી નિશાળો સ્થાપેલી હોય તેમાં ધર્મની કેળવણીને માટે શો બદોબસ્ત રાખ્યો છે તેની તજવીજ કરી તેમને સારા પાયા પર લાવવા પ્રયત્નો કરવા.

(૩) પૂર્વ તરફની વિદ્યા તથા ધર્મના શિક્ષણની કેળવણી ઇસ્લામના

વિદ્વાનો પોતા તરફથી આપતા હોય તેમને મદદ કરવી તથા તેવી કેળવણી કાયમ રહે તેને માટે ઉપાયો યોજવા

(૪) જે કેળવણી જુની પદ્ધતિ પ્રમાણે મકતબોમા આપવામાં આવતી હોય તેની તપાસ કરવી અને તેમા જે ખામીઓ આવી ગઈ હોય તે દૂર કરી તેને સ.રા પાયાપર લાવવા કોશેશો કરવી કુરાન શરીફ તથા હાફિઝના શિક્ષણમા જે રોજ રોજ કમી થતી જાય છે તેને વધારે મજબૂત કરવા પ્રયત્નો કરવા

આ હેતુઓ પાર પાડવા માટે બે રીતો દાખલ કરવામાં આવી. એક તો એ કે જે શહેરના લોકો પોતાના શહેરમા કોન્ફરન્સ ભરવાની ઇચ્છા જણાવે અને તેની બેઠકનો સઘળો બંદોબસ્ત કરે તે શહેર અથવા કસ્બામાં બેઠક કરવી. બીજી એકે જુદા જુદા શહેર તથા કસ્બાઓમા કમિટીઓ સ્થાપન કરવી અને જ્યાં અંજુમનો હસ્તીમા હોય તેમને કમિટીઓ ગણી તેમને પોત પોતાના જીલ્લાના મુસલમાનોની કેળવણી તથા બીજી સ્થિતિ સબંધી તજવીજો કરી તેમાં સુધારાઓ કરવાનું કામ સોંપવુ અને તેમની પાસેથી વાર્ષિક રીપોર્ટો મગાવવા. આ પ્રમાણે કામ સન ૧૮૯૬ સુધી બરાબર ચાલ્યુ પણ ત્યારપછી પ્લેગને લીધે મુસાફરીમા અડચણો આવવાથી તથા સર સૈયદની તબીયત નબળી રહેવાથી વચમાં ગાળો પડયો, પણ ત્યાર બાદ કામ પાછુ ચાલુ થયુ તે હજી સુધી ચાલે છે. આ બેઠકોને પરિણામે ઇસ્લામ યુનિવર્સિટિનું કામ આ વરસે ધમધોકાર ચાલે છે. મુંબાઈ ઇલાકામા પણ આ કાન્ફરન્સની બેઠક થઈ હતી. તેથી આ તરફના લોકોને કાન્ફરન્સના હેતુઓની પુરેપુરી માહિતી મળી અને લોકોમા કોમી કેળવણીનો વધારો કરવા બાબત જોશ પેદા થયો.

## પબ્લિક સર્વિસ કમિશનમાં મેમ્બર નીમાવું.

સન ૧૮૮૭મા સર સૈયદને પબ્લિક સર્વિસ કમિશનના મેમ્બર તરીકે લોર્ડ ડફ્રિને નીમ્યા. જે દેશીઓ આ કમિશનના મેમ્બર હતા તે સઘળાને અંગ્રેજી ભાષાનુ ઉચું જ્ઞાન હતું. માત્ર સર સૈયદજ એવા હતા કે જેમને તે ભાષા સંબંધી ઘણી જુજ માહિતી હતી. તે છતાં તેમણે પોતાની ફરજ સારી પેઠે બજાવી હતી

## ઈન્ડિયન નેશનલ કોન્ગ્રેસની વિરૂદ્ધતા.

સર સૈયદે કોન્ગ્રેસની વિરૂદ્ધતા કરી હતી તેની ચર્ચા હિંદુસ્તાનમા સઘળે ફેલાઇ અને મુસલમાનો કોમ તરીકે હજી સુધી એ સંસ્થાથી અલગ રહ્યા છે.

સન ૧૮૮૪ના મે મહિનામાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ એવા હેતુથી હિંદુસ્તાનના ઘણા ભાગોમા મુસાફરી કરી હતી કે સિવિલ સર્વિસની પરીક્ષા માટે ઉમર ૨૧ વરસથી ઘટાડીને ૧૯ વરસની કરવામા આવી હતી તેથી તે સંબંધી સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી અસલ હદ કાયમ રખાવવા બાબત ખરચને પહોંચી વળવા સારૂ એક ફંડ એકઠું કરવુ. તે ફંડનુ નામ **નેશનલ ફંડ** રાખવામાં આવ્યુ હતુ.

આ મુસાફરી દરમ્યાન બાબુ સાહેબ અલીગઢ પણ પધાર્યા હતા અને એક સભા ભરી હતી તેનું પ્રમુખપદ સર સૈયદને આપવામાં આવ્યું હતુ. ઉંમર વધારવા બાબત જે અરજી વિલાયત મોકલવામાં આવી હતી તેમા પણ સર સૈયદે ભાગ લીધો હતો.

લગભગ આ અરસામાં બંગાળીઓએ એક મંડળ સ્થાપન કર્યું હતુ. તેનુ નામ **બંગાળા નેશનલ લીગ** પાડવામા આવ્યું હતું અને તેનો હેતુ એ હતો કે સરકારે જે હકો આપવાનો વાયદો કર્યો હતો તેની માગણી કરવી. આ લીગ તરફથી શરૂઆતમાં એક ચોપાનિયુ બહાર પાડવામાં આવ્યું હતુ તેમાં એક અંગ્રેજી કવિતા હતી તેની ભાષા ઉશ્કેરનારી હતી. વળી તેજ અરસામાં એક પ્રશ્નોત્તરી બહાર પડી હતી તેમાં મોલવી ફરીદુદ્દીન અને રામબક્ષ નામના પાત્રો વચ્ચે થએલી વાતચીત પ્રગટ કરેલી હતી તથા એક ત્રીજું ચોપાનિયું પણ એવીજ મતલબનું બહાર પડયુ હતુ. આ ત્રણેની પચાસ હજાર પ્રતો હિંદની બાર ભાષાઓમાં બહાર પાડવામાં આવી હતી. તેમાં એક ઊર્દુ તરજુમો પણ હતો. એમાં લખાણુ એવી રીતનું હતું કે અજ્ઞાન લોકોના મનપર તેથી ઘણી માઠી અસર થાય. મુસલમાનો સાધારણ રીતે સહેલાઇથી ઉશ્કેરાય એવા સ્વભાવના હોવાથી અને બળવા પછી માત્ર ત્રીસ વરસ વીત્યાં હતાં જે દરમ્યાન રાજ્ય કર્તાઓના અભિપ્રાયમાં મહા મુશ્કેલીથી થોડો થોડો સુધારો થવા માંડયો હતો, તેવામં આવી ઉશ્કેરણી

તેઓમા ફેલાય એ તેમના હિતને ઘણું નુકસાનકારક હતુ એમ સર સૈયદને લાગ્યુ. બળવામા હિંદુ મુસલમાન બનેએ ભાગ લીધો હતો પણ જ્યારે શાન્તિ થઈ ત્યારે સર સૈયદની નજરો આગળ સઘળી બલા મુસલમાનોને માથે પડી, એ વાત સર સૈયદને યાદ હતી અને તેઓ વારવાર કહેતા કે " જો આ બનાવ ન બન્યો હોત તો આજ આપણામાના સેંકડો જુવાનો વોલટીયર હોત. હથીઆરનો કાયદો હસ્તીમા ન આવત અને આપણામાંના ઘણા લોક ફોજના કપ્તાન, કર્નલ અને જનરલ જોવામાં આવત; ત્યારે આ વાતની ખાત્રી રાખવી કે ત્રીસ વરસ દરમ્યાન હિંદીઓએ જે વિશ્વાસ ફરી પ્રાપ્ત કર્યો છે અથવા કરતા જાય છે તે ફરીથી અવિશ્વાસમા બદલાઇ જાય તેવી બીક કારણ વગરની નથી. "

એવો અભિપ્રાય છતા પણ તેમણે વિરૂદ્ધતા કરવામાં ઉતાવળ કરી નહોતી. તેમની ઇચ્છા હિંદુ મુસલમાનોમાં ઐક્ય ઉત્પન્ન કરવાની પહેલાંથીજ હતી. તેમણે દેશની ભલાઈનાં કામોમાં તથા સરકારી નોકરીની ફરજો બજાવતાં તેમણે હિંદુ મુસલમાનોમા કોઇ વેળા ભેદ ભાવ રાખ્યો નહોતો. બળવાના દિવસોમા બિજનોરના હિંદુ જમીનદારોએ પોતે અરજી કરીને જીલ્લાનો વહીવટ સર સૈયદના હાથમા અપાવ્યો હતો. સર સૈયદ તો બન્ને કોમોને એક બીજા સાથે પ્રીતિ વધે એવોજ પ્રયત્ન કર્યા જતા હતા અલીગઢની મોહેમેડન કોલેજમાં પણ હિંદુ મુસલમાન વિદ્યાર્થીઓમાં લેશ માત્ર ભેદ રાખ્યો નહોતો.

તેથી જો કે કોન્ગ્રેસની કામ કરવાની પદ્ધતિને તે પસદ કરતા નહોતા તે છતા બન્ને કોમમા ભિન્ન ભાવ વધે નહીં તેવા વિચારથી તેમણે બે વરસ સુધી કોન્ગ્રેસ વિરૂદ્ધ કોઈ હીલચાલ કરી નહી, અને ધીરજથી તેની કારરવાઈનું અવલોકન કરતા થોભ્યા. પછી જ્યારે રીપોર્ટો છપાઈ બહાર પડયા તે ઉપરથી તેમની ખાત્રી થઈ કે આ હીલચાલ મુસલમાનો માટે લાભકારી નથી ત્યારેજ તેમણે પોતાના અભિપ્રાયો જાહેરમા મૂકયા અને પોતાની કોમના લોકને એ હીલચાલ સાથે જોડાવાથી રોકયા. આ ઉપરથી બંગાળીઓ અને બીજા હિંદુ આગેવાનોએ તેમને ખુશામદખોર વગેરે કહીને

ખહુ વગોવ્યા તોપણ પોતાના મનથી જે હીલચાલને તેઓ પોતાના જાત ભાઇઓને હિતકારી નહોતા જાણતા તેની વિરૂદ્ધજ રહ્યા. આ સમ્બધ-માં તેમણે જુદે જુદે સ્થળે જે ભાષણો આપ્યાં છે તેમા કારણો વિગતવાર દર્શાવ્યાં છે. તે ઉપરથી જુની પદ્ધતિના મુસલમાન આગેવાનો જે પહેલા એમના વિરોધી હતા તેઓ પણ એકમત થયા અને નવી પદ્ધતિના આગે-વાનોએ પણ થોડા અપવાદો સિવાય તેમનો અભિપ્રાય માન્ય રાખ્યો.

## નાઈટ કમાન્ડર ઓવ સ્ટાર ઓવ ઇન્ડિયાનો ખિતાબ.

તા. ૧૪ મી મે સન ૧૮૮૮ અને સોમવારને રોજ અલીગઢ ઇન્સ્ટિ-ટયુટના મોટા હોલમાં એક વગવાળા મેળાવડાની સનમુખ સર સૈયદને અલીગઢના કલેક્ટરના હાથે "નાઈટ કમાન્ડર એવ ધ સ્ટાર ઓવ ઇન્ડિયા" ની સનદ આપવામાં આવી અને ચાદ પહેરાવવામા આવ્યો.

## એડિન્બરોની એલ. એલ. ડી. ની પદવી.

સન ૧૮૮૯માં એડિન્બરો યુનિવર્સિટિ તરફથી તેમને 'ડૉકટર ઓવ લૉઝ એન્ડ લિટરેચર" ની માનવંતી ઑનરરી ડીગ્રી ઇનાયત કરવામા આવી. તે વખતે તેમણે દેશને બજાવેલી સઘળી સેવાઓની પ્રશંસા કરવામાં આવી હતી.

## ટ્રસ્ટી બિલ.

કોલેજનો વહીવટ એક મંડળ જે "કોલેજ ફંડ મંડળ" ને નામે ઓળખાતુ હતુ તેને હસ્તક ચાલતો હતો. પણ જેમ જેમ કોલેજની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ તેના વહીવટમાં ફેરફાર કરવાની જરૂર જણાતી ગઇ. સને ૧૮૮૩માં આગલા નિયમોમાં સુધારા કરીને નવા નિયમો ઘડવામાં આવ્યા અને અસલ કમિટીના તાબામા ચાર સબ કમિટીઓ બનાવ-વામાં આવી તે આ પ્રમાણે (૧) જુદી જુદી ભાષાઓ તથા સંસારી કેળવણીની દેખરેખ માટે (૨) સુન્ની પંથની કેળવણીનો બંદોબસ્ત કરવા માટે (૩) શિઆ પંથની કેળવણીનો બંદોબસ્ત કરવા માટે અને (૪) મેનેજીંગ કમિટી જેનું કામ બોર્ડિંગ હાઉસ તથા બોર્ડરો ઉપર નજર રાખવાનું હતુ.

ત્યાર બાદ જ્યારે કોલેજની મિલકતમાં બહુ વધારો થયો અને લોકોને કોલેજ ઉપર ભરોસો વિશેષ આવવાથી હજારો રૂપિયા પોતાના દીકરાઓની કેળવણીને માટે આગળથી અનામત રાખવા લાગ્યા ત્યારે સર સૈયદને લાગ્યુ કે કોલેજને એક સાધારણ કમિટીને હસ્તક રહેવા દેવી યોગ્ય નથી, એવો વિચાર સર સૈયદના મનમા આવ્યાને થોડાકજ દિવસ થયા હતા કે તેઓ સખત મદવાડના બિછાને પડયા, સાજા થતાજ તેમને લાગ્યું કે તેમની હયાતિમાજ કોલેજને તથા તેની મિલકતને કાયદા પૂર્વક નીમા એલા ટ્રસ્ટીઓને સ્વાધિન કરવી અને એવા નિયમો ઘડવા કે કોલેજને કાયમ રહેવામાં આગળ કઇ પણ અડચણ આવે નહી. આ વાત તેમના ગોઠીઆઓ તથા સલાહકારોને પણ બહુ પસંદ પડી.

આ ઉપરથી સન ૧૮૮૯માં કાયદાની બારીકીઓ ધ્યાનમાં રાખીને સર સૈયદે એક ટ્રસ્ટી બિલ તૈયાર કર્યું, તે છપાવીને તેની એકેક નકલ સઘળા મેમ્બરોને અભિપ્રાય માટે મોકલી આપી. સર સૈયદના મિત્ર અને મુખ્ય સલાહકારક મોલવી સમીઉલ્લાખાન તે બિલની અમુક કલમો જે ઓનરેબ્લ જસ્ટીસ સૈયદ મેહમુદ ( સર સૈયદના દીકરા )ને જોઇન્ટ સેક્રેટરી નીમવાને લગતી હતી તેમનાથી વિરૂદ્ધ થયા. આ વિરોધે આગળ ઉપર ગભીર રૂપ પકડયું અને જોકે બિલ સભામા બહુમતીથી મંજુર થયું તો પણ મોલવી સાહેબ અને તેમના પક્ષના માણસોએ કોલેજ સાથનો પોતાનો સંબધ હમેશને માટે છોડી દીધો. તેથી કોલેજના હિતને કેટલુક નુકસાન થયું. ઓનરેબ્લ જસ્ટિસ મેહેમુદ સર સૈયદના દીકરા હોવાથી અને તેમને પોતાની પાછળ સેક્રેટરી નીમવા બાબત ટ્રસ્ટી બિલમા કલમો દાખલ થએલી હોવાથી કોઇને સ્વાભાવિક રીતે એમ લાગે કે કોલેજનો વહીવટ વશપરંપરા પોતાના કુટુમ્બમાં રાખવાની ઇચ્છાએજ એ કલમો બિલમાં રહેવા દેવાની હઠ સર સૈયદે પકડી હશે; પણ એ મહા પુરૂષની આખી ઉમરની નિ:સ્વાર્થી મહેનતજ સિદ્ધ કરી આપે છે કે તેવો કશો ઇરાદો તેમનો નહોતો. ખરી વાત એ હતી કે સર સૈયદે મહા પ્રયત્ને કોલેજના ઉત્તમ શિક્ષણની ખાતર વિલાયતની યુનિવર્સિટીઓમાં નામના મેળવેલા અંગ્રેજ વિદ્વાનોને પ્રોફેસરો તરીકે બોલાવીને નીમ્યા હતા. તેઓ અને

મોલવી સમીઊલ્લાખાન વચ્ચે શરૂઆતથીજ ઉંચા મન થયા હતાં અને સમીઉલ્લાખાન તથા સર સૈયદ વચ્ચે જે પ્રકારનો સબંધ હતો તેથી એમ ધારવામા આવતુ હતુ કે સર સૈયદ પછી સેક્રેટરીના ઓ ા ઉપર તેજ આવશે. જો એમ થાય તો યુરોપિયન સ્ટાફ તથા મોટા ર રોપિયન અમલદારો જે કોલેજના કામમા બહુ કાળજી ધરાવતા હતા તે ા ા્રત્સાહી થઇ જવાની ફિકર હતી અને કોલેજના કામમાં મોટાં વિઘ્નો નાવવાની ધારતી હતી. વળી સૈયદ મેહેમૂદે વિલાયતમા કેળવણી લીધેલી હોવાથી કોલેજની કેળવણી જેવી સર સૈયદે બનાવવામા ધારી હતી તેવં થવાની પુરી ખાત્રી હતી. તેજ કારણને લીધે સૈયદ મેહેમૂદની ના ી છતાં તેમને જોઇન્ટ સેક્રેટરી નીમવા બાબતની કલમો દાખલ કરવા ા આવી હતી એમ છતા કોલેજના કામમા શરૂઆતથીજ મોલવી સમાઉલ્લાખાને સર સૈયદને પુષ્કળ મદદ કરી હતી તેથી તેમના વિરોધથી સર સૈય દ બહુજ દિલગીર રહેતા હતા, અને કેટલાક લખાણોમા પોતાના મનની તે ા સ્થિતિ તેમણે પ્રદર્શિત પણ કરી હતી.

## કોલેજના નાણાંનું ઉચાપત થવું

કોલેજનુ નાણુ બગાલ બેકની આગ્રાની શાખામા અનામત મુકવામાં આવ્યુ હતુ અને જોઇતા નાણા ચેકથી ઉપાડવામા આવતાં હતા. તે ચેકની ચોપડી સર સૈયદ પાસે રહેતી અને જરૂર પડે હેડ કલાર્ક નુ નામ શામ બિહારીલાલ હતુ અને જે એક સારા કાયસ્થ કુટુંબનો હતો તે તેમની પાસેથી કુંચી લઈ પેટી ઉઘાડી ચોપડી કાઢી ચેકમા લખાણ કરી સર સૈયદની સેક્રેટરી તરીકે સહી લઇ બેંકમાં મોકલી નાણા મગા તો. આ માણસ હેડ કલાર્કના હોદ્દાપર સન ૧૮૮૩ થી ૧૮૯૫ સુધી ર હો. આ દરમ્યાન શક ઉત્પન્ન થવાનુ કઈ કારણ ન મળવાથી તે પોતાનુ કામ કર્યો જતો હતો. પણ જ્યારે એને એમ લાગ્યુ કે મારા ઉપર સપૂર્ણ ભરોસો છે ત્યારે તેણે ચેક બુકમાથી ખોટી સહી કરીને ચેકો મારફત પોતાના ઉપયોગ માટે નાણાં ઉપાડવા માડયા. આ પ્રમાણે કેટલાક વ ત સુધી ચાલ્યુ. છેવટે જુલાઈ સન ૧૮૯૫ માં માલૂમ પડયુ કે કોલેજની રકમમાં-થી એક લાખ પાંચ હજાર પાંચસેં નવ રૂપિયા આવી રીતે અપ્રમાણિક-

પણે પાડવામા આવ્યા હતા. એમ થવાથી કાલેજની ઈમારતોનુ કામ એક દમ બ ધ કરવુ પડયુ અને સર સૈયદને બહુ ખેદ થયો આ નઠારા માણુસ ઉપર ફાજદારીમા કેસ ચલાવવામા આવ્યો અને તે પક્ષાઘાતના રોગમાં પકડા લો હતો છતા તેના ઉપર કામ ચાલ્યુ અને તે પોલીસના કબજામાં જ આપઘાત કરીને મરણુ પામ્યો. સર સૈયદે કાલેજને માટે જાનમાલ અર્પણ કર્યા છતાં આ ફટકો એમને સખત વાગ્યો. ટ્રસ્ટીઓના બોર્ડની સભા મળી અને તેમાં સર સૈયદ ઉપર પૂર્ણ ભરોંસાનો ઠરાવ પસાર કરવામા આવ્યો. એક નઠારા માણુસ ઉપર તેમણે ભરોસો રાખ્યો એ સિવાય તેમનો બીજો કશો વાક ન હતો. પણ સઘળા મોટા ખાતાઓનો વહીવટ કરનારાઓ આગર કારણે પોતાના હાથ નીચે કામ કરનારાઓ ઉપર અણભરોસો રાખ ા નથી. સર સૈયદને આ મોટી રકમનો ગેરઉપયોગ થવાથી લાગ્યુ તો ખરુ, પણ ગુરત બેસી રહી તેને માટે શોક કરવાને બદલે તેઓ તે ખોટ પુરી પાડવાને સખત મહેનત કરવા મંડી પડયા

### સર સૈયદનો અંત.

આ મુશીબત ખરેખાત મોટી હતી પણ તે હિંમતથી તેમણે સહી. પરંતુ એમાથી તેમનો છુટકો થયો નહોતો તેટલામા એક બીજી આફત આવ પડી તે એ હતી કે તેમના દીકરા મહાન જસ્ટીસ મેહમૂદની તબીયત બહુ બગડી ગઇ આથી સર સૈયદના મન અને શરીર ઉપર ઘણી માઠી અસર થઇ, જોકે પોતાના ઉપર જે કાઇ વીતતુ હતુ તેને માટે એક શબ્દ પણ કોઇ વેળા તેમણે ઉચ્ચાર્યો નહી. એનુ પરિણામ એ આવ્યું કે દહાડે દહાડે તેમનુ શરીર લેવાતુ ગયું અને તેઓએ મોતની પહેલા એ ત્રણ મહિનાથી બોલવાનુ લગભગ બંધ કરી દીધુ હતુ. તેમના મિત્ર નવાબ મોહસિનુલમુલ્ક તથા સૈયદ ઝેનુલઆબેદીનખાન કલાકોના કલાક તેમની પાસે બેસી રહેતા, તોપણુ તેમની સાથે તેઓ એક શબ્દ પણ બોલતા નહી. એક દિવસ સૈયદ ઝેનુલઆબેદીનખાને તેમને પૂછ્યું કે આપ હમેશ ચુપ કેમ રહો છો ? સર સૈયદે જવાબ આપ્યો કે હવે તે સમય પાસે આવતો જાય છે કે જ્યારે મારે તદ્દન ચુપ રહેવુ પડશે તેથી તેની ટેવ આગળથી પાડી મૂકુ છુ.

એમ છતા પણ તેઓ કોમી કામો કરતા રહેતા હતા અને માંદા પડયા ત્યાં સુધી તેમની કલમ ચાલતી હતી. તા. ૨૪ મી માર્ચ ૧૮૯૮ ને રોજ તેમને પેશાબ બંધ થવાનો રોગ લાગુ પડયો. અલીગઢ તથા મેરઠના સિવિલ સરજન સાહેબોએ ખરા અંતઃકરણથી ઉપચારો કર્યા પણ તેનુ પરિણામ કંઈ સારૂ આવ્યુ નહિ; તા. ૨૬ મીની સાજથી સ્થિતિ વધારે નઠારી થતી ચાલી અને ૨૭ મીની સવારમાં માથામાં સખત દરદ થવા માંડયુ. તેજ દિવસ સાજરે ટાઢીઓ તાવ ચઢયો અને થોડીક વારમાં લવારો શરૂ થયો. સખત મદવાડ દરમ્યાન હમેશાં તેઓ કુરાન શરીફની બે આયતો પઢતા હતા તેમ તેમણે હાલ પણ કરવા માંડયુ. તાવ ચડયા પછી આ સિવાય બીજુ કશુ તેઓ બોલ્યા નહી. ત્રણ કલાક આવી સ્થિતિ રહી અને છેવટે રાતના દસ વાગે હાજી ઈસ્માઈલખાનના બગલામાં તેમણે પ્રાણ છોડયા બીજે દિવસ સાજરે સાડા પાચ વાગે જનાજાને ઉપાડવામા આવ્યો. તેમને છેલ્લુ માન આપવા સારૂ અલીગઢના સઘળી કોમના લોકો હિદુ, મુસલમાન યુરોપિયન વગેરે જનાજા સાથે ચાલતા હતા. કોલેજના ક્રિકેટના મેદાનમા જનાજાની નમાજ પઢવામાં આવી. અને મગરેબની લગભગ કોલેજની મસજીદની ઉત્તર બાજુએ એક થોડીક જમીન ખાલી હતી તેમા મુસલમાન કોમની આશાઓના મધ્ય બિંદુને માટી ભેગું કરી દીધુ આ પ્રમાણે કોમની સેવામા પોતાની જાતનુ ભાન ભૂલી ગએલો મહાન નર પોતાના કિરતારની હજુર પોતાના સારા માઠાં કામોનો હિસાબ આપાવા આ સસાર છોડી ગયો. આ સાજ હિદુસ્તાનના ઇસ્લામીઓ માટે બહુજ કમનસીબ સાજ હતી

આ નરના મોતને માટે માત્ર મુસલમાનોજ નહી પણ સઘળી જાતના લોકો તરફથી હિંદુસ્તાન અને યુરોપમા જેટલી દિલગીરી જાહેર કરવામા આવી છે તેટલી બીજા કોઇને માટે ભાગ્યેજ થઇ હશે. સ્વાર્થ ત્યાગ કરીને પરમાર્થમા જે ગુથાએલો રહે છે તેને કદાચ જીદગીમાં દુઃખ સહેવુ પડે છે. પણ જ્યારે તે સસારની નાટકશાળાના પાટીઆ ઉપરથી અદશ્ય થાય છે ત્યારે જ તેની ખરી કીમત થાય છે. તે પ્રમાણે આ ચૌદ વરસમા એ નરની ખરી કીમત થવા પામી છે અને હજી પણ જેમ વખત જતો જશે તેમ વધારે

થશે. એ મહાપુરૂષે કોમની સ્થિતિનો જે ખરો અંદાજો કર્યો હતો તેવો ભાગ્યેજ બીજો કોઇ કરી શક્યો છે, અને ઉન્નતિને માટે જે જે ઉપાયો યોજ્યા તે સઘળા હવે ફળવત નીવડયા છે. એમનો મુખ્ય ઉદ્દેશ ઇસ્લામ યુનિવર્સિટિ સ્થાપન કરવાનો હતો અને તે પરિપૂર્ણ થવામા હાથ વેંતનુ છેટુ છે. જ્યારે અલીગઢ કોલેજ સ્થાપન કરવાનો એમણે વિચાર કર્યો ત્યારે એમના સાચા મિત્રો પણ એમ સમજવા લાગ્યા હતા કે આ મહાભારત કામમાં તેમને ફતેહ મળવાની નથી, પણ તે કામ પરિપૂર્ણ થએલુ આપણે આજ જોઇએ છીએ. વળી કોલેજમા અભ્યાસ કરવા મુસલમાનો પોતાના દીકરાઓને નહી મોકલશે એવી પણ ધાસ્તી હતી અને તે ખરી હતી; કારણ કે આગેવાન અને વિદ્વાન મુસલમાનો કોલેજને ધર્મ બગાડનારી સંસ્થા સમજતા હતા અને લોકોને તેની વિરૂદ્ધ સમજાવતા હતા. ગુજરાતમા તો તેની વિરૂદ્ધ પુષ્કળ લાગણી હતી. પણ હવે સમય બદલાઇ ગયો છે. જે વિરોધીઓ હતા તેજ હજારો અને લાખો રૂપિયાની મદદ કોલેજને આપે છે અને ખુશીથી પોતાના દીકરાઓને કોલેજમા ભણવા મોકલે છે. દૃઢ નિશ્ચય અને ખંતનુ આ પરિણામ છે.

